

# બ્રાહ્મણ કર્તવ્ય.






લેખક

મહાશંકર—ચીમનલાલ નારાયણજી ઠ૦ દ્વિ.



પ્રકાશક

શ્રી ઉદીચ્ય મિત્રમંડળ.

અમદાવાદ




# બ્રાહ્મણ કર્તવ્ય.

વા

બ્રાહ્મણ લોકોની વિદ્યા

અને

તેને પૂર્વવત્ સ્થીતિમાં લાવ-
વાનાં સાધન.

લેખક
ત્રીકમલાલ નારાયણશંકર દવે.

પ્રકાશક.
શ્રી ઉદીચ્યમિત્રમંડળ-અમદાવાદ.

સંવત ૧૯૬૭. ઈ. સ. ૧૯૧૧.

કીમત ૬ આના ટપાલ ખર્ચ જુદું.

અમદાવાદ
યુનાઇટેડ પ્રિન્ટીંગ અને જનરલ એજન્સી કંપની
"લીમીટેડ" ના પ્રેસમાં
મેનેજર રણછોડલાલ ગંગારામે છાપ્યું.

# પ્રમાણ પત્ર.

ઉદીચ્ય મિત્રમંડળના મેનેજર સાહેબ.

જત આપે મોકલેલા નિબંધો મેં તપાસ્યા છે, અને તે પૈકી રા. ત્ર્યંબકનો નિબંધ મ્હને વધારે સારો લાગે છે.

લી.

આનંદશંકર બાપુભાઈ ધ્રુવ.

એમ એ, એલ એલ. બી.

અમને જણાવતાં અપૂર્વ હર્ષ ઉત્પન્ન થાય છે કે મંડળના ગત વાર્ષિક મહોત્સવ પ્રસંગે આ નિબંધના લેખક રા. ત્રીકમલાલ ઉર્ફે ત્ર્યંબકને આ નિબંધનું જ્યારે રૂ. ૫૦ નું રા. બાપુજીભાઇનું ઇનામ આપવામાં આવ્યું હતું, ત્યારે આ ઉદાર નરે પોતાના સૌજન્યની ખાતર તેનો સ્વિકાર કરી પછી તે મંડળનેજ પુનરર્પણ કરી દઈ પોતાનું તે પ્રતિ નિસ્પૃહીપણું તથા મંડળ પ્રતિ વાત્સલ્ય દર્શાવ્યું હતું તે માટે ત્હેમને ધન્યવાદ ઘટે છે!

આવાં દૃષ્ટાંત ઘણાં જડી આવવાં મુશ્કેલ છે. મંડળે આ ત્હેમની ઉદારતા તથા ત્હેમણે લીધેલા શ્રમની કદર કરી ત્હેમની કોલેજની એક ટર્મની ફી ત્હેમની વતી ભરી દીધી છે. આવા વીરનરો આર્યભૂમિમાં અનેક પાકો એમ ઇશ્વરપ્રતિ અમારી પ્રાર્થના છે ! લી.

ઉદીચ્ય મિત્રમંડળ.

અમદાવાદ.

# અનેક સદ્‌ગુણાલંકૃત પુરૂષાર્થનિષ્ઠ
# શ્રીયુત્ રા. રા. બાપુજી જગન્નાથભાઈ.

આપે આપના નિર્મળ અને ઉત્સાહી અંતઃકરણથી ગાયકવાડી રાજ્યની સુશ્રુષા ઉઠાવી તે રાજ્યમાં જે સત્કીર્તિ સંપાદન કરી છે; આપ સમગ્ર બ્રાહ્મણ કોમ પ્રત્યે આપનો અદ્વિતીય સ્નેહ દર્શાવી તેમને ઉન્નત કરવાના શુભાશયથી વારંવાર સાહાય્ય આપી આપની જે ઉદાર ચરિતતા દર્શાવી છે; આધુનિક વાનપ્રસ્થ સ્થીતિમાં પણ આપ એક સ્વદેશાભિમાની તરીકે પંકાઈ જે પરમાર્થમાં આપનું જીવન અર્પો છો; **મહારૂદ્ર, ગાયત્રીપુરશ્ચરણ, શતચંડી, ભાગવત પારાયણ તથા વિષ્ણુયાગ** જેવાં મહત્ ધર્મકાર્યમાં પ્રાપ્ત લક્ષ્મીનો સદુપયોગ કરી જીંદગીનું જે સાફલ્ય આપે પ્રાપ્ત કર્યું છે; ધર્મ અને જમાનાને અનુસરતી વિદ્યાના ઉત્તેજનાર્થે આપ તન, મન અને ધનથી જે પ્રશંસનીય પ્રયત્ન કરી રહ્યા છો; આર્યધર્મ, આર્યવિદ્યા અને આર્યોન્નતિ પ્રતિ આપનું જે વાત્સલ્ય અનેક સભાઓમાં અસરકારક વક્તૃત્વ શક્તિથી આપ પ્રદર્શિત કરો છો; તથા બ્રાહ્મણ એ પુણ્યવાહી નામને અનુરૂપ જે નમ્રત્વ, સુશીલત્વ તથા સજ્જનત્વ આપમાં રહેલું છે તે સર્વથી આકર્ષાઈ આપને આ લઘુપુસ્તક અર્પણ કરવું અમે ઉચિત ધારીએ છીએ જે સ્વીકારી કૃતાર્થ કરશોજી.

લી૦

આપનું સ્નેહાંકિત
ઉદિચ્ય મિત્રમંડળ.
અમદાવાદ.

---:o:---

# પ્રસ્તાવના.

જ્ઞાતિ વા દેશસેવાનો કાંઇપણ પ્રયાસ સ્વહસ્તે થાય એ પ્રકારની જીજ્ઞાસા પૂર્વે ઘણા દિવસથી જન્મ પામી હતી, અને તેને પ્રયોગમાં મુકવાની આજે અમૂલ્ય તક પ્રાપ્ત થઇ તેથી અપૂર્વ આહ્લાદ ઉપજે છે. **શ્રી ઉદીચ્યમિત્ર મંડળ** તરફથી પ્રથમ વર્ષે જ્યારે **બ્રાહ્મણ લુહમની વિદ્યા અને તેને પુર્વવત્ સ્થીતિમાં લાવવાનાં સાધન** એ નામનો નિબંધ હરકોઇ બ્રાહ્મણ લખી શકે એ રીતની વિજ્ઞપ્તિપત્રિકા બહાર પડી ત્યારે નિબંધના રૂપમાંજ સ્વવિચાર પ્રદર્શિત કરવાનું તે વખતે મનમાં નહિ આવવાથી તથા કેટલાક સંયોગો હોવાથી આ કાર્યમાં પ્રવૃત્તિ કરવાનો વિચાર તે સમયે મંદ હતો, પરંતુ બીજે વર્ષે પણ જ્યારે તેજ મંડળ તરફથી એમ વિદિત કરવામાં આવ્યું કે આવેલા નિબંધો પ્રસિદ્ધિમાં મુકવા લાયક નહિ નીવડવાથી તેનો તે નિબંધ ફરીથી લખાવવામાં આવે છે, ત્યારે પૂર્વની મંદ ઇચ્છા પ્રબળ બની અને તેથી,

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

એ ન્યાય પ્રમાણે આ કાર્યમાં પ્રવૃત્તિ કરવાનું ઉચિત ધાર્યું. નિષ્કામત્વને લીધે ઇશ્વરકૃપાથી જે ફલપ્રાપ્તિ થઇ અને પૂર્વની મનોકામના સિદ્ધિને પામી તેથી આનંદ ઉપજે છે.

આ નિબંધ લખતી વખતે અમુક કારણોને લીધે તથા સંજ્ઞાઓ ધારણ કરવાના સાધારણ રીવાજ મુજબ ત્ર્યંબક એ સંજ્ઞા રાખી હતી.

પુસ્તકમાં કોઇપણ રીતની ભૂલ ન રહે તેને માટે પુરતો શ્રમ લીધો છે છતાં પણ દૃષ્ટિબહાર રહી જવાથી કદાચ કોઈ ભૂલનો આવિર્ભાવ થાય તો તે સુધારી વાંચવા કૃપા કરશો.

અંતમાં આવાં જ્ઞાત્યુપયોગી વા દેશોપયોગી કાર્ય કરવા જગન્નિયંતા મ્હને સન્મતિ અર્પો !

લી૦

આપનો સેવક

ત્ર્યંબક.



# અનુક્રમણિકા.

## પ્રથમ વિભાગ.



## દ્વિતીય વિભાગ.



## તૃતીય વિભાગ.

બ્રાહ્મણોની અવનત સ્થિતિનું દિગ્દર્શન અને તેનાં કારણો.

## ચતુર્થ વિભાગ.

# બ્રાહ્મણ તેમની વિદ્યા
અને
# તેને પૂર્વવત્ સ્થીતિ-
# માં લાવવાનાં
# સાધન.




श्री परमात्मने नमः ।

મંગળાચરણ.

यासृष्टिःस्रष्टुराद्यावहति विधिहुतं याहविर्या चहोत्री ।
येद्वेकालं विधत्तःश्रुति विषयगुणायास्थिताव्याप्यविश्वम्॥
यामाहुःसर्वबीजःप्रकृतिगुणयया प्राणिनःप्राणवन्तः ।
प्रत्यक्षाभिः प्रपन्नस्तनुभिरवतु नस्ताभिरष्टाभिरीशः॥

( शाकुन्तलम् )

આઠે પ્રત્યક્ષ રૂપે અખિલ જગત્માં વ્યાપ્ત પામી રહેલો,

રક્ષા તે ઈશ્વર કરી અમ ઉપર હજો એજ આધાર છેલ્લો;
બ્રહ્માએ નીરરૂપી પ્રથમ જળને સર્જી છે સૃષ્ટિ મધ્યે,
અગ્નિ સર્જ્યો પછી જે વિધિવત હુત ને તાણીલે ઉર્ધ્વમાર્ગે.
ત્રીજો હોતા પછી ત્યો શશિ દીનકર બે કાલ નિર્માણ કારી,
વિશ્વે છે વ્યોમ છઠ્ઠું શ્રુતિવિષય તણા ધર્મ આકાશધારી;
પૃથ્વી આ સાતમી જે સકલ જગતની વસ્તુનું બીજસ્થાન,
છેલ્લી છે વાયુ સૃષ્ટિ ભુવન જન દિસે જે વડે પ્રાણવાન.

(યાજ્ઞિક કૃત.)



# નિબંધ.

## બ્રાહ્મણ તેમની વિદ્યા અને તેને ઉ[illegible]ત સ્થીતિમાં લાવવાનાં સાધન.

## પ્રકરણ ૧ લું.

### બ્રાહ્મણોત્પત્તિ.

એક સમયે મહાત્મા શ્રી મનુભગવાન જ્યારે એકાગ્ર મનથી ધ્યાનસ્થ સ્થીતિમાં બેઠા હતા, ત્યારે જગતની ઉત્પત્તિ જાણવાને ઉત્સુક એવા કેટલાક મહર્ષિઓ તે મહાત્મા પાસે આવ્યા, અને યથાવિધિ તેમનું પુજન કરી તેમને આ પ્રમાણે પ્રશ્ન કર્યો. સર્વ વર્ણના અનુપૂર્વ જાણનારા એવા હે ભગવન્ સ્વયંભુ ! આપ આપના યોગ બળના પ્રતાપથી જગતનાં આદિ મધ્ય અને અંત્ય જાણવાવાળા છો, તો કૃપા કરી પ્રથમ આ જગતની ઉત્પતિ શી રીતે થઈ તે અમને કહી સંભળાવો. ત્યારે મનુ ભગવાન્ આ પ્રમાણે બોલ્યા.

आसीदिदं तमोभूतमप्रज्ञातमलक्षणम् ।
अप्रतर्क्यमविज्ञेयं प्रसुप्तमिव सर्वतः ॥

પ્રલય કાળમાં લીન થયેલું આ સકલ બ્રહ્માંડ પ્રથમ સુપ્ત તથા અંધકાર મય સ્થિતિ અનુભવતુ હતું. તે પછી પરમાત્માની બ્રહ્માંડની પુનરૂત્પત્તિ કરવાની ઈચ્છાથી તે નષ્ટ થયુ. આ થયાની સાથે સ્વયંભુ સનાતન અચિન્ત્ય તથા સર્વભૂતમય એવા ભગવાને તેજસ્વી તથા દીવ્ય શરીર ધારણ કર્યું; અને પ્રથમ જલ ઉત્પન્ન કરી તેમાં

તેમણે પોતાનું બીજ નિરૂપિત કર્યું. આ બીજ પાછળથી સુવર્ણ તથા તેજસ્વી અણ્ડ સમાન બન્યું; અને તેમાં સર્વ લોકના પિતામહ—સૃષ્ટિના કર્તા—ઉત્પન્ન થયા.

तस्मिञ्जज्ञे स्वयं ब्रह्मा सर्वलोकपितामहः

બ્રહ્મા આ હિરણ્ય ગર્ભમાં એક સંવત્સર પર્યંત રહ્યા જ્યાર પછી તે અણ્ડના દ્વિભાગ થયા અને.

ताभ्यां च शकलाभ्यां च दिवं भूमिं च निर्ममे ।
मध्ये व्योम दिशश्चाष्टावपांस्थानं च शाश्वतम् ॥

તેમાંના ઉપલા ભાગમાંથી સ્વર્ગલોક અને નીચલા ભાગમાંથી ભૂલોક પેદા થયું, અને ઉભય લોકની મધ્યમાં આકાશ દિશાઓ વિગેરે ઉત્પતિ ને પામ્યા. તે પછી ક્રમશઃ દેવગણ, વેદત્રય, સર્વ નક્ષત્ર તથા ગ્રહો, સરિતાઓ અને સાગરો ઇત્યાદિની ઉત્પત્તિ થઇ. આ ઉપરાંત.

लोकानां तु विवृद्ध्यर्थं मुखबाहूरुपादतः ।
ब्राह्मणं क्षत्रियं वैश्यं शूद्रं च निरवर्तयत् ॥

વિશ્વના અભ્યુદયાર્થે સ્વયંભુ બ્રહ્માએ પોતાના મુખમાંથી બ્રાહ્મણો બાહુમાંથી ક્ષત્રિયો, જંઘામાંથી વૈશ્યો, અને ચરણમાંથી શુદ્રો ઉત્પન્ન કર્યા.

*ब्राह्मणोऽस्य मुखमासीत् बाहू राजन्यःकृतः ।
ऊरूतदस्य यद्वैश्यः पद्भ्यां शूद्रो ऽजायत ॥

पुरुषसूक्त.

* બ્રાહ્મણ તેનું (પરમાત્માનું) મુખ છે. બાહુમાંથી તેણે રાજા ઉત્પન્ન કર્યાં. જંઘામાંથી વૈશ્ય, અને પાદમાંથી શુદ્ર ઉત્પન્ન થયા.

×चातुर्वर्ण्यं मयासृष्टं गुणकर्म विभागतः ।

भगवद्गीता

આ રીતે મનુ ભગવાને જગત્‌ની ઉત્પત્તિ સાથે બ્રાહ્મ-ણોની પણ ઉત્પત્તિ કહી સંભળાવી.

---

## પ્રકરણ ૨ જું.

### બ્રાહ્મણ કોને કહેવો.

+शमोदमस्तपः शौचं क्षांतिरार्जवमेवच ।
ज्ञानविज्ञानमास्तिक्यं ब्रह्मकर्म स्वभावजम् ॥

भगवद्गीता

×ગુણ તથા કર્મના અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય તથા શુદ્ર એ ચાર વર્ણો મેં બનાવી છે.

+ **શમ** એટલે અંતઃકરણમાં અનિષ્ટવાસનાનો અભાવ; **દમ** એટલે પોતાની ઇન્દ્રિયોનો નિગ્રહ; તપ એટલે પરો-પકાર સારૂ તથા પોતામાં ઉન્મત્તતા પ્રવિષ્ટ ન થવા પામે તે માટે પોતાના શરીરે કષ્ટ સહેવું તે; **ક્ષાંતિ** એટલે માન અપમાન પ્રતિ સમાનતા; **આર્જવ** એટલે ઉપરોક્ત ગુણો-ની પ્રાપ્તિમાટે યોગ્યતા; **વિજ્ઞાન** એટલે આપ્ત જ્ઞાનનું મનન અને તેનો નિશ્ચય; **આસ્તિક્ય** એટલે જગન્નિયંતા ઈશ્વર પ્રતિ આસ્થા, તથા સુકૃત કરવાં તે પુણ્ય કર્મ અને દુ-ષ્કૃત કરવાં તે પાપ કર્મ, અને અવસાન (મૃત્યુ) પછી પુણ્યવાન્ મનુષ્યને સ્વર્ગ પ્રાપ્તિ અને પાપીને નરક પ્રાપ્તિ એ પાંચની યથાર્થ સમજ, તથા તેનો સંપૂર્ણ નિશ્ચય અને વિશ્વાસ. આ પ્રમાણે જેના સ્વાભાવિક ગુણ હોય તેનેજ ખરો બ્રાહ્મણ કહી શકાય.

વળી.

*नक्रुध्येन्न प्रहृष्येच्च मानितोऽमानितश्च यः ।
सर्वभूतेष्वभयदस्तं देवा ब्राह्मणं विदुः ॥
जीवितं यस्य धर्मार्थं धर्मो हर्यर्थमेवच ।
अहोरात्रौ च पुण्यार्थं तं देवा ब्राह्मणं विदुः ॥

ઉપરના શ્લોકો પરથી એમ ઉપલબ્ધ થાય છે કે પ્રાચીન સમયમાં કોઈ અમુક કુળ કે જાતિનું નામ બ્રાહ્મણ ન હતું, પરંતુ જે વિદ્યોપાર્જન કરી શમ, દમ ક્ષાંતિ ઈત્યાદિ સદ્ગુણો પ્રાપ્ત કરી ઈશ્વર પરાયણ વૃત્તિથી રહેતા તેજ બ્રાહ્મણ એ પુણ્યવાહિ અભિધાનનો અંગીકાર કરી શકતા.

આ પ્રમાણેની આપણી ઉક્તિને શાંકરમત સ્થાપક દિગ્વિજયી શંકરાચાર્ય તરફથી પણ પુષ્ટિ મળે તેમ છે. તેઓશ્રીનું વજ્રસુચિકોપનિષદ્માં આ પ્રમાણે કથન છે.

**शृंगि ऋषि**—આ મહર્ષિ મૃગલાની જાતિમાંથી ઉત્પન્ન થયા હતા, એટલે કે તેમના માતા પીતા કોણ હતા તે

* જે અપમાનથી ક્રોધ ન પામે, અને સત્કારથી હર્ષ ન પામે, સર્વ પ્રાણીને અભયદાન આપે (જ્ઞાન દેઈ તેને નારકી ભયથી મુક્ત કરે) તેજ પુરૂષને દેવતાઓ બ્રાહ્મણ કહે છે. વળી જેનું જીવન ધર્મના અર્થેજ છે અને જેનો ધર્મ પણ ઈશ્વરની પ્રસન્નતા પ્રાપ્ત કરવામાંજ સમાયેલો છે, (પરંતુ મનુષ્યને દેખાડવાનો આડંબર નથી) અને અહોનીશ જે પુણ્ય કર્મ કરવામાંજ પ્રવૃત્ત રહે છે તેને દેવ લોકો બ્રાહ્મણ કહે છે.

વિષે કાંઈ પણ જ્ઞાન નથી, છતાં પણ તેઓ પોતાના દૈવી ગુણ તથા કર્મને અનુસારે એક મહર્ષિ તરીકે પ્રસિદ્ધિ પામ્યા છે.

**कौशिक ऋषि**—આ ઋષિ દર્ભતૃણમાંથી ઉત્પન્ન થયા હતા, પરંતુ તેઓના આત્મ પ્રભાવથી તેઓ પણ મહાન્ ઋષિની પંક્તિમાં લેખાયા છે.

**गौतम ऋषि**—આ ઋષિ સર્પના રાફડામાંથી (અહિદરમાંથી) ઉત્પત્તિ પામ્યા હતા, પણ પોતાના જ્ઞાન તથા તપોબળ ઇત્યાદિ ગુણના આધારે તેઓ એક કુલપતિ× તરીકે સુપ્રસિદ્ધ થયા છે.

**वशिष्ट ऋषि**—આ ઋષિ એક વેશ્યાના પુત્ર હતા, છતાં પોતે પોતાના ગુણ તથા કર્મના બળે એક મહર્ષિ તરીકે મનાયા છે.

**पराशरमुनि**—આ મુનિ એક ચાંડાળીના પુત્ર હતા.

**नारदमुनि**—આ મુનિ એક દાસીના પુત્ર હતા પણ તે પ્રભુના પરમ ભક્ત અને કૌમારવ્રતી અખંડ બ્રહ્મચારી તરીકે લેખાયા છે.

***एतेषां जात्याविनाऽपि सम्यग् ज्ञानविशेषाद् ब्राह्मणः ।**

---

× **ऋषीणां दशसाहस्रं योऽन्नदानादिपोषणं दध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः** (જે દશ હજાર ઋષિઓને અન્ન વસ્ત્રથી પોષી વેદનું અધ્યયન કરાવે તેને કુલપતિ કહે છે.)

* ઉપર દર્શાવેલા મહર્ષિઓ જાતિ વિના પણ પોતાના જ્ઞાન બળના પ્રતાપે ઉત્કૃષ્ટ બ્રાહ્મણો તરીકે લેખાયા છે. તે સારૂ જાતિએ કરીને બ્રાહ્મણ બ્રાહ્મણ કહેવાતા નથી, અર્થાત્ જેનામાં સદ્‌ગુણ હોય તેજ બ્રાહ્મણ એ પવિત્ર નામના અધિકારી છે.

**मत्युत्तमं श्रूयते तस्माज्जात्या ब्राह्मणो न भवत्येव ॥**

ત્યારે આ પ્રમાણે જેનામાં સાત્વિક ગુણ તથા કર્મનો આવિર્ભાવ હોય તેજ બ્રાહ્મણ કહી શકાય એમ શ્રી શંકર સ્વામીનું કથન છે. વળી સ્મૃતિકાર મનુ ભગવાન્ પણ કહે છે કે.

**†जन्मना जायते शूद्रः संस्कारादृद्विज उच्यते ।**

આ સર્વ ઉપરથી એમ સ્વતઃસિદ્ધ થાય છે કે બ્રાહ્મણ એ નામ માત્ર બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયા તેનેજ લાયક છે એમ નથી, પરંતુ જેના ગુણ કર્મ તથા જ્ઞાન બ્રાહ્મણ એ પવિત્ર શબ્દને અલંકૃત કરે તેવા હોય તેજ તે નામનો ખરો અધિકારી છે.



## પ્રકરણ ૩ જું

## બ્રાહ્મણોનું ઐતિહાસિક મૂળ તથા તેમનું સામાન્ય વર્ણન.

આવા ઉચ્ચમાર્ગી પવિત્ર પુણ્યાચરણી પરોપકારી-દુ-શ્રામાં-બ્રાહ્મણએ પવિત્ર નામને અલંકૃત કરે તેવા ગુણથી સંપૂર્ણ બ્રાહ્મણો પ્રથમ કયાં વસતા હોવા જોઇએ, તથા તેમનું ઐતિહાસિક મૂળ શું હોતું જોઇએ, એ વિષય પરત્વે હવે વિચાર કરવો આવશ્યક છે.

---

† જન્મથી મનુષ્ય શુદ્ર સમાન હોય છે પરંતુ સંસ્કાર પામી જે પ્રમાણે પવિત્ર થાય તે પ્રમાણે તેને દ્વિજ (બ્રાહ્મણ, ક્ષત્રીય અને વૈશ્ય) કહેવામાં આવે છે.

ઐતિહાસિક દૃષ્ટિએ જોતાં એમ જ્ઞાન થાય છે કે આ શુદ્ધહૃદયી ઉદારચરિત મહાપ્રજા પ્રથમ હિંદુસ્તાનથી ઉત્તરના મધ્ય એશિયાના પ્રદેશમાં છૂટી છૂટી વસતી હતી. તથા તેને આર્યપ્રજા એ પવિત્ર અભિધાનથી ઓળખવામાં આવતી. આ પ્રજા આધુનિક સમયની આગલ વા અન્ય યુરોપીય પ્રજા સમાન વિલાસી નહતી, પરંતુ તે તે પ્રદેશના વિસ્તીર્ણ કાનનોમાં પર્ણકુટીકાઓ બાંધી ઇશ્વર પરાયણ વૃત્તિથી રહેતી. આજીવિકાની પ્રાપ્તિ અર્થે તે કૃષિકર્માદિ કરતી. ખેતીને આવશ્યક બલિવર્દ વિગેરે તેની પાસે હતા. તે મુખ્યત્વે કરીને ગૌનું પાલન કરતી, જેથી અદ્યપિપણ ગૌ એ આપણામાં પવિત્ર પ્રાણી ગણાય છે. વળી તેમાંની કેટલીક સુતર કાંતી તથા વણીને વસ્ત્ર બનાવવામાં કુશલ હતી. આ રીતે એક બેકની સમિપ વસતી પ્રજા સમુહ (tribe) એ સંજ્ઞાથી ઓળખાતી, દરેક સમુહનો એક નાયક કે અગ્રણી હતો, અને યુદ્ધના સમયમાં તે નાયક પોતાના સમુહનો ઉપરી બની શત્રુની સાથે લઢવા જતો. દિન પ્રતિદિન આ સમુહોમાં વૃદ્ધિ થતી ગઇ જેથી ત્યાંનો પ્રદેશ સર્વ સમુહોનો સમાવેશ કરી શક્યો નહિ. આ ઉપરાંત જે જે પ્રદેશોમાં તેઓ રહેતા તે તે પ્રદેશોની ભૂમિ જે પૂર્વે ફળદ્રુપ અને રસાળ હતી તે હવે વૃષ્ટિના અભાવને લીધે શુષ્ક અને રેતાળ બનતી ગઇ. આ ઉભય કારણોને લીધે કેટલાંક સમુહો પોતાનું મૂળ વતન છોડી કોઇ સારા ફળદ્રુપ અને રસાળ પ્રદેશના સંશોધનાર્થે પ્રથક્ પ્રથક્ દિશાઓ ભણી પ્રયાણ કરવા પ્રવૃત્ત થયાં. કેટલાક સમુહોનું ગમન પ્રતીચી (પશ્ચિમ) દિશામાં થયું,

અને કેટલાકનું પ્રયાણ દક્ષિણ દિશાભણી થયું. હવે જેમનું ગમન પશ્ચિમ દિશામાં થયું હતું તેઓ યુરોપાદિ પ્રદેશો તરફ વળ્યા, અને ત્યાં તેમના ગમન પૂર્વે વસનારી અન્ય જંગલી અને નગ્ન સ્થીતિ અનુભવતી તથા પર્ણકુટીકાઓમાં વા કપિસમુહની માફક વૃક્ષ શાખાઓ પર રહેતી પ્રજાની સાથે મિશ્ર થઇ. આ ઉદ્દામ પ્રજાને તેણે પોતાની ભાષાનું જ્ઞાન કરી તેને પોતાના રીતિરીવાજથી વાકેફગાર કરી. આ પ્રમાણે એશીયાના પોતાના મૂળ વતનો છોડી નૂતન પ્રદેશની જંગલી પ્રજાને સુધારનાર આ આર્યપ્રજા પછી તે પ્રદેશમાંજ રહી, અને તેથી તે આધુનિક આંગ્લ ફ્રેંચ, અને જર્મન ઇત્યાદિ સંજ્ઞાઓ વાળી પ્રજાઓના પૂર્વજ તરીકે ઓળખાઇ.

હવે જે સમુહોએ દક્ષિણ દિશા ભણી પોતાનું પ્રયાણ શરૂ કર્યું હતું, તેમાંના કેટલાક સમુહોએ આગળ વધવું પડતું મુકી પર્સીઆ કે ઇરાન પ્રદેશમાંજ પોતાનું આવાસસ્થાન કર્યું. કેટલાક તેથી જરા આગળ વધી અરબસ્તાનમાં જઇ અટક્યા, અને ત્યાંની ક્ષુદ્ર તથા કર્મહીન પ્રજાઓના સહવાસથી તેઓએ પોતાનાં પૂર્વ કર્મ વિસ્મૃત કર્યાં. માત્ર કેટલાંક ધૃષ્ટ તથા બાહોશ સમુહો હતાં, તેમણે અસ્ખલિત પણે આગળ વધવાનો પ્રયાસ જારી રાખ્યો; અને તેઓ હિંદુસ્તાનના ઉત્તરદિશના પ્રવેશ દ્વારેથી ભારત ભૂમિની ફળદ્રુપ જમીનમાં પ્રવિષ્ટ થયા. આનેજ આપણે ખરી રીતે આર્યપ્રજા—ક્ષત્રપ્રજા—કહી શકીએ, કારણ કે તેણે અનેક સંકટો છતાં પણ ઉપરોક્ત ગુણોનો પરિત્યાગ કર્યો ન હતો. આ રીતે જે વીર આર્ય લોકો અનેક વિઘ્નો

સહન કરતા કરતા હિંદુસ્તાનમાં આવી પહોંચ્યા તેનેજ હિંદી આર્ય (Indo Aryans) એ સંજ્ઞાથી ઓળખવામાં આવ્યા. આ નૂતન પ્રજા હિંદુસ્તાનમાં આવ્યા પછી સિંધુ નદીના તીરપર પ્રથમ વસવા લાગી, અને તે સરિતાના નામ પરથીજ તેને તે સમયથી હિંદી પ્રજા એ સંજ્ઞાથી અન્ય લોકો ઓળખવા લાગ્યા. થોડો કાળ વીત્યા બાદ તેઓ સિંધુ નદી ઓળંગી આગળ વધ્યા, અને ત્યાંના પૂરાતન વતની કોલ્સ (Kols) અને દ્રાવીડ (Dravidians) જેવા બળવાન્ સમુહોનો પણ પરાજય કરી પોતાનો વિજય ધ્વજ ફરકાવતા ફરકાવતા દૃષદ્વતી અને સરસ્વતી નદીના મધ્ય ભાગમાં પડાવ નાંખી રહ્યા; જે પ્રદેશને પછીથી **બ્રહ્મવર્ત** 'દેવોનું ગૃહ' એ નામ આપવામાં આવ્યું. અહિં કેટલોક સમય તેઓ શાંતિથી રહ્યા; અને વેદ તથા પવિત્ર શાસ્ત્રોનું લેખન આ અરસામાં થયુ હોય તેમ લાગે છે. પરંતુ તેમનાં ચંચલ મન આ સ્થળે લાંબો સમય ટકી શકયાં નહિ, જેથી તેઓ ધીમે ધીમે જાહ્નવી સરિતાના પ્રદેશ સુધી આવી પહોંચ્યા. આ પ્રદેશને તેઓએ **બ્રહ્મર્ષિ પ્રદેશ** 'ઋષિઓને રહેવાનું આલય' એ નામ આપ્યું. આથી પણ પૂર્વ દિશા તરફ તેઓ પ્રયાગ સુધી વધ્યા, અને તે પ્રદેશને તેઓએ **મધ્ય પ્રદેશ** એ નામે ઓળખ્યો. વળી તેમના હિંદુસ્તાનમાં આગમન પછીથી તે અત્યાર સુધીમાં તેમના આધિપત્યમાં જે જે પ્રદેશો આવ્યા હતા તે સર્વ પ્રદેશોને તેઓએ **આર્યવર્ત** 'આર્ય પ્રજાનું આવાસ સ્થાન' એ નામ ધારણ કરાવ્યું.

× कोवीरस्य मनस्विनः स्वविषयः कोवा विदेशस्तथा એ નિયમાનુસાર સર્વે દેશને પોતાનો કરી લેઈ આ પ્રજા આગળને આગળ વધતી ગઈ, અને છેવટે સાંપ્રત સમયમાં જોવામાં આવે છે તેમ સમગ્ર હિંદમાં તેનો પ્રસાર થયો.

ઉપર કહ્યા મુજબ અનેક વિઘ્નો તથા સંકટો સહન કરતી કરતી હિંદુસ્તાનમાં પ્રસરેલી આ આર્યપ્રજા-બ્રહ્મ પ્રજા—પોતાના પવિત્ર નામને અનુરૂપ ગુણ, તથા કર્મનું યથાર્થ પાલન કરી શકી હતી; અને દેવતાઓની પ્રસન્નતાને અર્થે કેટલાક દેવસ્તવનવાળા પવિત્ર મંત્રો પણ તેને કંઠે હતા. પરંતુ તે સમયમાં લેખન કળાનું અસ્તિત્વ નહિ હોવાથી આ શુચિ મંત્રો લખી લેવામાં આવ્યા ન હતા. પ્રત્યેક કુટુંબનો પિતા પોતાના પુત્રને આ મન્ત્રોનું શુભ જ્ઞાન આપતો અથવા તો ગુરુ પાસે અપાવતો; અને આ રીતે પરંપરાથી આ મંત્રોનું જ્ઞાન ચાલ્યું આવતું. આખરે લેખનકળાનું સંશોધન કરવામાં આવ્યું, અને તેથી આ પવિત્ર દેવસ્તવનવાળી મન્ત્રો લખી લેવામાં આવ્યા, જે અદ્યાપિપણ વેદ એ અવિનાશી નામે સુપ્રસિદ્ધ છે.

જ્યાં સુધી આ બ્રહ્મ પ્રજા પંજાબમાં રહી ત્યાં સુધી તેનું જીવન અતિશય સાદુ અને સુખમય હતું. તે તેજસ્વી દેવતાઓનું યજન કરતી. મુખ્યતઃ આ પ્રજા અગ્નિદેવ, ઇન્દ્રદેવ, સૂર્યદેવ, વાયુદેવ ઉષાદેવી તથા વરૂણદેવ ઇત્યાદિ

× મનસ્વી પુરૂષને દેશ શું અને પરદેશ શું? (તે તો જ્યાં જાય ત્યાં શત્રુપર વિજય મેળવી દેશને પોતાનો બનાવે છે.)

નૈસર્ગિક બળને દેવરૂપ માની તેમનું સ્તવન તથા પૂજન કરતી. પંજાબમાંથી જેમ જેમ તે પૂર્વ દિશામાં વધતી ગઈ તેમ તેમ તેને ત્યાંના અસલ વતનીઓ સાથે મહાન્ યુદ્ધો કરવાની આવશ્યકતા પડી. આ સર્વ યુદ્ધોનું વર્ણન વેદમાં વર્ણવેલું છે, અને તેમાં આ પુરાતન વતનીઓને નાગ, અસુર દાનવ, દૈત્ય ઈત્યાદિ રાક્ષસી સંજ્ઞાઓ આપી વર્ણવ્યા છે.

જેમ જેમ આ લોકો ઉત્તર હિંદમાં પોતાનો પગ ફેરવતા ગયા તેમ તેમ કુટુંબના વૃદ્ધ મનુષ્યો એટલા બધી પ્રવૃત્તિમાં આવી પડ્યા કે જેથી તેઓએ વેદના પવિત્ર મંત્રોના અધ્યયનનો શનૈઃ શનૈઃ ત્યાગ કરવા માંડયો. કેટલાક વેદાભ્યાસને વળગી રહ્યા, અને તેમાં પ્રવિણતા પ્રાપ્ત કરી. આ વૃત્તિના કેટલાંક કુટુંબો તેમની સાથેના અન્ય વ્યવસાયમાં વ્યાપૃત થયેલાં બીજાં કુટુંબોમાંથી વિયુક્ત થઈ માત્ર વેદાધ્યયનમાંજ પોતાનો કાળ નિર્ગમવા લાગ્યા. આજ કુટુંબો તેથી અન્ય લોકોની પ્રશંસા પાત્ર તથા પુજ્ય લાગણી નભાવી શક્યા, અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ અર્થે તેમણે અસ્ખલિતપણે પોતાનો પ્રયાસ ચાલુ રાખ્યો અને તેથીજ તેઓ પ્રથમનું બ્રાહ્મણ એ પવિત્ર નામ કાયમ રાખવા શક્તિમાન્ થયા.

*शौर्यं तेजो धृतिर्दाक्ष्यं युद्धे चाप्यपलायनम् ।
दानमीश्वरभावश्च क्षात्रकर्मस्वभावजम् ॥

भगवद्गीता

---

* શૌર્ય, તેજ ધૈર્ય અને કાર્ય દક્ષતા, યુદ્ધમાં સ્થિરતા, દાન અને ઈશ્વર પરાયણતા એ ક્ષત્રીના સ્વાભાવિક ધર્મ છે.

ઈતર પ્રવૃત્તિમાં પડેલા વર્ગમાંથી જે પ્રજા વર્ગ સમર-વ્યસની (યુદ્ધની આકાંક્ષા રાખનાર) હતો તેને વેદનું અ-ધ્યયન ન ગમ્યું, જેથી તેની શસ્ત્ર તથા અસ્ત્ર વિદ્યાના જ્ઞાનની પ્રાપ્તિ અર્થે વધુ પ્રવૃત્તિ ચાલી. જ્યારે જ્યારે શત્રુ તરફથી તેને ભય કે ઉપદ્રવ થતો ત્યારે ત્યારે યુદ્ધ કળા-માં પ્રવિણ સુભટો (યોદ્ધાઓ) અરિસામા કમર કસવા તૈ-યાર થઈ જતા. આ પ્રવૃત્તિમાંજ સંલગ્ન થયેલા વર્ગને પછી ક્ષત્રીય એ નામથી ઓળખવામાં આવ્યો. આ સમુહની પદવી તે સમયે તો બ્રાહ્મણના જેટલીજ ઉચ્ચ તથા સ્તુતિ-પાત્ર ગણવામાં આવતી. પરંતુ પછીથી તે જાતિને બ્રાહ્મ-ણથી ઉતરતી પંક્તિમાં ગણવામાં આવી.

+कृषिकर्मकर्म च वाणिज्यं वैश्यकर्मस्वभावजम् ।

भगवद्गीता

આ ઉભય વર્ણોથી ઈતર એક તૃતીય વર્ણ તેના વ્યા-પારના અનુક્રમે સ્થપાઈ. યુદ્ધમાં જવા જેટલું જેમનામાં બળ ન હતું તથા વેદાધ્યયન કરવાની ઈચ્છા જેમનામાં મોળી હતી તેઓ માત્ર કૃષિ કર્મ તથા વણિજનો વ્યા-પાર કરવામાં વ્યાપૃત થયા, અને તે વ્યાપારના આધારે તેમની વૈશ્ય એ નામની તૃતીય જાતિ સ્થપાઈ.

બ્રાહ્મણ ક્ષત્રીય તથા વૈશ્ય એ ત્રણે વર્ણો દ્વિજ એ નામથી ઓળખાતી 'દ્વિજ'નો શાબ્દિક અર્થ બે વાર ઉત્પન્ન થયેલું એવો છે. આ બે જન્મ આ પ્રમાણે પ્રથમ જન્મતો માતૃ ઉદરમાંથી બહિરાગમન તે; અને

---

+ કૃષિ કર્મ તથા વણિજ કર્મ એ વૈશ્યના સ્વાભા-વિક ધર્મ છે.

બીજો જન્મ ઉપવિત્ સંસ્કાર આપવામાં આવે તે. આ ઉપરથી એમ અનુમાન થાય છે. કે પૂર્વે બ્રાહ્મણ ક્ષત્રીય અને વૈશ્ય એ ત્રણે વર્ણોને ઉપનયન ધારણ કરવાનો અધિકાર હતો.

×परिचर्यात्मकं कर्म शुद्रस्यापि स्वभावजम्
भगवद्गीता

આ ત્રણ વર્ણથી બાકી રહેતો પ્રજા વર્ગ દાસત્વ જેવો અધમ ધંધો કરવામાં વ્યગ્ર થયો. અને તેથી તે વર્ગને શુદ્ર એ નામની અંતિમ અને અધમ પંક્તિમાં ગણવામાં આવ્યો. શુદ્રની વસ્તી બ્રાહ્મણ ક્ષત્રીય તથા વૈશ્યની સંમિલિત સંખ્યાના પ્રમાણ કરતાં પણ વધુ હતી. પ્રથમની ત્રણ જાતિઓનું દાસત્વ કરવું એજ તેમનું કર્ત્તવ્ય હતું.

આ સર્વ વૃત્તાંતપરથી આપણને એમ જ્ઞાન થાય છે કે પૂર્વે બ્રહ્મ લેખાતી આ સમગ્ર પ્રજામાંથી અમુક થોડોજ ભાગ જે માત્ર વેદાધ્યયન તથા ઇશ્વર પરાયણતા પ્રાપ્ત કરવામાં લીન થઈ પ્રથમોક્ત શમ, દમ, ક્ષાંતિ ઇત્યાદિ ગુણોનુ યથાર્થ પાલન કરી શક્યો હતો તેજ ब्रह्मजानातीति ब्राह्मणः એ પુણ્યવાહી નામનો અધિકારી રહી શક્યો હતો. અને બાકીના બીજા ભાગોએ તેમના ગુણ તથા કર્મના અનુસારે ક્ષત્રીય, વૈશ્ય તથા શુદ્ર એ નામ ધારણ કર્યાં હતાં.

હવે આ પ્રમાણે વ્યવસ્થિત થયેલા બ્રાહ્મણોની તે સમયની વિદ્યા તથા સ્થીતિનું અવલોકન કરવું એ આવશ્યક છે માટે તે વિષય પ્રતિ આપણે પ્રવૃત્તિ કરીએ.



× દાસત્વ એજ શુદ્રનો સ્વાભાવિક ધર્મ છે.

# દ્વિતીય વિભાગ.

## ધર્મ વિદ્યા.

## પ્રકરણ ૧ લું.

### ચતુરાશ્રમ.

પૂર્વે ની આ બ્રહ્મપ્રજાએ પોતાના જીવનના ચાર વિભાગ પાડ્યા હતા. આ પ્રત્યેક વિભાગને આશ્રમ કહેવામાં આવતો. આ ચાર આશ્રમ આ પ્રમાણે હતા. બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્થ.

### ૧ બ્રહ્મચર્યાશ્રમ.

બ્રહ્મબાળના જન્મ થયા પછી તે ગુરૂને ત્યાંથી વેદાધ્યયન કરી પાછો આવે ત્યાંસુધીના સમયને બ્રહ્મચર્ય આશ્રમ કહેવામાં આવતો. હવે બ્રહ્મચર્યાશ્રમ પૂર્વે શી રીતે પાળવામાં આવતો તેનો આપણે વિચાર કરીએ.

પુત્રના જન્મ થયા બાદ પ્રથમ તેને જાતકર્મ નામનો સંસ્કાર કરવામાં આવતો, ત્યાર પછી તેને વેદોક્ત મંત્રવડે સુવર્ણ મધુ તથા ધૃતનું પ્રાશન કરાવવામાં આવતું. તદનંતર દશમે વા બારમે દિવસે શુભ માંગલિક સમયે તેનું નામ પાડવામાં આવતું. આ ઉભય સંસ્કાર થયા પછી ચોથા માસમાં તેનું નિષ્ક્રમણ થતું. ( સુર્યના દર્શનાર્થે તેને બહાર લઈ જવામાં આવતો ) તે પછી પહેલા અથવા બીજા વર્ષે તેને ચુડાકર્મ ( કેશચ્છેદન ) નામનો સંસ્કાર કરવામાં આવતો ત્યારબાદ.

***गर्भाष्टमेऽब्दे कुर्वीत ब्राह्मणस्योपनायनम् ।**

**मनुस्मृति**

---

* બ્રાહ્મણ બાળકને ઉપનયન સંસ્કાર આઠમે વર્ષે કરવો જોઇએ.

આ નિયમાનુસાર ગર્ભથી અષ્ટમે વર્ષે બ્રહ્મબાળકને વિદ્વાન પુરોહિતના હાથે ઉપનયન સંસ્કાર કરાવવામાં આવતો. ઉપવિત્ત સંસ્કાર આપ્યા પછી તુરત તેને ગુરૂને ત્યાં વિદાય કરવામાં આવતો. ત્યાં તેને પ્રથમ શૌચ વિધિ તથા સંધ્યાદિ કર્મનું જ્ઞાન અપાતું. ઉપનયનસંસ્કાર થયા પહેલાં તેને શ્રૌત કે સ્માર્ત કર્મ કરવાનો અધિકાર ન હતો. આ સંસ્કાર આપ્યા પહેલાં જો તેને ગુરૂ આશ્રમમાં મોકલવામાં આવતો તો ગુરૂ તેને ત્રયીવિદ્યા ( ઋગ, યજુર, અને સામ એ ત્રણ વેદ ) સિવાય બીજું જ્ઞાન આપતા. અને આઠમે વર્ષે ગુરૂ તેને ઉપવિત આપી વેદાધ્યયનમાં પ્રવેશ કરાવતા.

*उपनीय गुरुः शिष्यं महाव्याहृतिपूर्वकम् ।
वेदमध्यापयेदेनं शौचाचारांश्चशिक्षयेत् ॥

याज्ञवल्क्यस्मृति

* * * * *

×नह्यस्मिन् युज्यते कर्म किञ्चिदामौञ्जि बंधनात्

मनुस्मृति

આ પ્રમાણે આઠમે વર્ષે ઉપવિત સંસ્કાર પામ્યા પછી લગભગ વીશ પર્યંત આ બ્રહ્મબાળક ગુરૂને ત્યાંજ રહેતો.

---

*ગુરૂ શિષ્યને શાસ્ત્રોક્ત રીતે ઉપનયન સંસ્કાર આપ્યા પછી વેદાધ્યયન કરાવે તથા તેને શૌચાચારાદિનું જ્ઞાન આપે.

×મૌંજી બંધન થયા પહેલાં ( ઉપવિત સંસ્કાર થયા પહેલાં ) કોઇપણ શ્રૌત કે સ્માર્ત કર્મ કરવાનો શિષ્યને અધિકાર નથી.

ત્યાં રહી તે અસ્ખલિતપણે પોતાના બ્રહ્મચર્યનું પાલન કરતો. સ્ત્રીનું નામ/સ્મરણ તેને સ્વપ્નમાં પણ થતું નહિ, કારણ કે તેના સમાગમથી તેને વિયુક્તજ રાખવામાં આવતો. વળી આશ્રમ મુખ્યત્વે કરીને અરણ્યમાં હોવાથી તેને સ્ત્રીનું દર્શન પણ ભાગ્યેજ થતું. આ પ્રમાણે બ્રહ્મચર્યના પાલનથી તેનું શરીર હૃષ્ટપુષ્ટ બનતું. વળી અન્નપાનાદિમાં પણ તે મિતાહારી રહેતો જેથી તેનું શરીર અનામય (વ્યાધિ વગરનું) રહેતું. ગુરૂના ગૃહનું સર્વ કાર્ય તેનેજ શીર હતું. વનમાંથી કાષ્ટ વિગેરે યાચન ક્રિયાના સાધનો લાવવાનું કર્તવ્ય તેનું હતું. ગુરૂને માટે કંદમૂળ ઇત્યાદિ તે અરણ્યમાં જઈ લેઈ આવતો. સમીપમાં આવેલા ગામોમાં તેને ભિક્ષા લેવા પણ જવું પડતું. આ ઉપરાંત બીજી અનેક રીતે તે ગુરૂની આજ્ઞાઓનું પાલન કરતો. ગુરૂ પત્નીને તે પોતાની માતા સમાન ગણતો, અને વેદના મંત્રોનું અધ્યયન કરવા બેસે તે પહેલાં તે ગુરૂ પત્નીને હમેશાં નમન કરી તેનો આશિર્વાદ લેતો, જેથી ભણેલી વિદ્યા તેને અલ્પપ્રયાસે કંઠે થતી. પોતાના ગુરૂ તથા ગુરૂપત્નીને તે પીતા માતા સમાન ગણતો, અને તેઓ પણ તેનાપર પુત્ર સમાન ભાવ રાખતાં. શિષ્ય હમેશાં પ્રાતઃકાળે ગુરૂને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરતો, અને ગુરૂ પણ **सौम्य आयुष्यमान् भव** એ શબ્દોવડે આશિર્વાદ દેતા.

આ રીતે પ્રત્યેક બ્રાહ્મણ પુત્રને આઠથી તે વિશવર્ષ પર્યંત ગુરૂને ત્યાં રહેવું પડતું. ત્યાં તે વેદાભ્યાસ અત્યંત શ્રમ તથા ખંતથી કરતો વીશ વર્ષ વીત્યા બાદ બ્રાહ્મણ બાળક બ્રહ્મચર્ય પાળી વિદ્યોપાર્જન કરી ગુરૂ આજ્ઞા લેઈ તથા ગુરૂના સંતોષાર્થે તેમની દક્ષિણા-

નુસાર તેમને ગુરૂદક્ષિણા દઈ પોતાના ગૃહ પ્રતિ આગમન કરતો. આ સમયના તેના આગમનને સમાવર્તન કહે-વામાં આવતું.

## ૨ ગૃહસ્થાશ્રમ.

*अविप्लुतब्रह्मचर्यो लक्षण्यां स्त्रियमुद्वहेत् ।

अनन्यपूर्विकां कान्तामसपिण्डांयवीयसीम् ॥

याज्ञवल्क्यस्मृति ।

આ પ્રમાણે અસ્ખલિતપણે બ્રહ્મચર્ય પાળી ગૃહપ્રતિ આવ્યાબાદ પ્રાચીન તેજસ્વી બાળકનું લગ્ન તેના માતા પીતા બાહ્ય તથા અભ્યન્તર લક્ષણ યુક્ત અનામય સ્ત્રી સાથે કરતા. પોતાની પશુવૃત્તિની તૃપ્તિ અર્થે તેનું પર-ણવું થતું નહિ. પરંતુ સંતતિની પ્રાપ્તિ થવાથી વંશનું ઉચ્છેદન ન થાય તેટલા માટેજ આ સબંધમાં તેને જોડ-વામાં આવતો. પરણવાનો ખરો હેતુ પ્રજોત્પત્તિ એજ હોવો જોઈએ કારણ કે લગ્ન પ્રસંગે બોલાતા મંત્રમાં પણ એજ રીતે કહેવામાં આવે છે.—

अमुकगोत्रोत्पन्नाममुक शर्मणः पुत्रीं–पौत्रीं–प्र-पौत्रीं–नाम्नीं कन्याममुक गोत्रोत्पन्नायामुक शर्मणः पुत्राय–पौत्राय–प्रपौत्राय–नाम्ने श्रीवररूपिणे वराय

* અસ્ખલિત પણે બ્રહ્મચર્ય જાળવી રાખેલો બ્રહ્મચારી બાહ્ય તથા અભ્યન્તર લક્ષણ યુક્ત અનેક શરીરને ઉત્પન્ન કરે તેવી (પુત્રોને જન્મ આપે તેવી) પોતાથી ઉમ્મરમાં નાની સ્ત્રીને પરણે.

**प्रजोत्पादनाय तुभ्यमहं संप्रददे;—प्रतिगृह्यताम् ;— प्रतिगृह्णामि**,

આ મંત્રમાં લેશ માત્ર પણ અતિશયોક્તિ નથી. વસિષ્ઠ, અત્રિ, ભૃગુ ઇત્યાદિ મહર્ષિઓના વિખ્યાત કુળોનું સ્મરણ કરવાનો ગર્ભિતાર્થ એજ કે આ રીતે સંલગ્ન થયેલું યુગલ તે મહાન કુળોનું અનુકરણ કરી પોતાના કુળને તેમની માફક દેદિપ્યમાન કરે. વળી **શ્રીધરરૂપિણે** એ શબ્દનો ખરો અર્થ એ છે કે વરના શરીરે શારિરિક માનસિક, નૈતિક તેમજ પારમાર્થિક સામર્થ્ય પૂર્ણ રીતે હોવું જોઇએ. જો તેનો ગર્ભિતાશય એમ ન હોયતો લગ્ન પ્રસંગે વરને સાક્ષાત્ વિષ્ણુ પરમાત્માની ઉપમા આપવાની શી જરૂર ? આ બે બાબતો ઉપરાંત ધ્યાનમાં રાખવા લાયક ખાસ ત્રીજી બાબતતો **प्रजोत्पादनाय** એ શબ્દ છે. આ શબ્દ વપરાવાથી તે મંત્ર એમજ પ્રગટ કરે છે કે પોતાની દુષ્ટ પશુ કામનાની તૃપ્તિ એ લગ્નનો ઉદ્દેશ નથી, પરંતુ ભૃગુ, અત્રિ, વસિષ્ટ ઇત્યાદિ મહાન્ કુળોને અનુરૂપ પ્રજા ઉત્પન્નથાય તે સારૂ આ યુગલને સંયુક્ત કરવામાં આવેછે એવો એ મંત્રનો આશય છે.

વળી.

**त्यागाय संभृतार्थाना प्रजार्थे गृहमेधिनाम् ।**

એ ઉકિત પણ એમ સૂચવી આપે છે કે ગૃહસ્થાશ્રમનો ખરો ઉદ્દેશ સંતત્યુત્પતિ એજ છે,

વળી આ રીતની આપની કલ્પનાને યોગેશ્વર કપિલ મુનિના જન્મવૃત્તાંત તરફ જરા દ્દષ્ટિ ફેરવવાથી પુષ્ટિ મળે તેમ છે. તે મહાત્માના જન્મવૃત્તાંતમાં એમ સૂચવવામાં આવ્યું છે કે—

દેવહુતિને જ્યારે કર્દમ ઋષિની સાથે પોતાનું લગ્ન કરવાની ઇચ્છા થઈ, ત્યારે તેણે તે ઇચ્છા સ્વાયંભુ મનુને પ્રદર્શિત કરી. આથી મનુ ભગવાન તેને કર્દમઋષિના આશ્રમમાં તેડી ગયા, અને ત્યાં જઈ તેમણે દેવહુતિની ઇચ્છા ઋષિ સન્મુખ પ્રદર્શિત કરી. કર્દમઋષિની ઇચ્છા એ હતી કે જ્યાં સુધી પ્રજાની ઉત્પત્તિ થાય ત્યાં સુધીજ ગૃહસ્થાશ્રમ માંડવો, કારણકે લગ્નનો ગર્ભિત હેતુ તેમના વિચાર મુજબ સંતાનોત્પત્તિ થયા બાદ પોતાના મૂળ કાર્યમાં પાછા પ્રવૃત થવું તેજ હતો. આ વિચાર દેવહુતિને દર્શાવવાથી તે સાધ્વી સ્ત્રી તે ઋષિને પોતાના પતિ સમાન માની તેમની સેવામાં પ્રવૃત્ત બની. છેવટે કર્દમઋષિ તેની સુશ્રુષાથી પ્રસન્ન થયા, અને તેમણે દેવહુતિને આ પ્રમાણે કહ્યું "ત્હારી સેવા નિષ્ઠાથી હું અતિ પ્રસન્ન થયો છું. જેથી ત્હારી જે કોઈ ઇચ્છા હોય તે મ્હારી સમક્ષ પ્રદર્શિત કર". આ રીતની ઋષિની પ્રસન્ન ઉક્તિથી દેવહુતિએ ઋષિ પાસે આ પ્રમાણે યાચના કરી. "મહારાજ, મ્હને આપની ધર્મસહચારિણી થવા દેઈ આપના એક સમયના સમાગમરૂપી વિષય સુખનું દાન આપો." આથી પ્રસન્ન થયેલા ઋષિએ દેવહુની સાથે સ્ત્રીગમન કર્યું, અને તે એકજ સમયના સ્ત્રીસુખના પરિણામમાં સાંખ્ય શાસ્ત્રના જનક મહાન ઋષિવર કપિલ મુનિની ઉત્પત્તિ થઈ.

આજ વિષય પરત્વે મહાત્મા શ્રી યાજ્ઞવલ્કય ઋષિ પણ કહે છે.

*લોકાનનન્ત્યં દિવઃ પ્રાપ્તિઃ પુત્રપૌત્રપ્રપૌત્રકૈઃ ।

---

* અગ્નિ હોત્રાદિથી તથા પુત્ર પૌત્ર કે પ્રપૌત્રની પ્રાપ્તિ થવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે. તેટલા સારૂ જે સ્ત્રી વડે આ ઉભયવાનાં પ્રાપ્ત થઈ શકે તેમ હોય તેવી સુલક્ષિત સ્ત્રીનો ઉપભોગ કરવો.

**यस्मात् कस्मात् स्त्रियः सेव्याः कर्तव्याश्चसुरक्षिताः॥**

**याज्ञवल्क्यस्मृति**

આ સર્વ ઉપરથી એમજ સિદ્ધ થાય છે કે દારસંગ્ર- હનું ખરૂં પ્રયોજન વંશ અવિચ્છિન્ન રહે, અને અપત્યની પ્રાપ્તિ થવાથી સ્વર્ગપ્રાપ્તિ પણ થાય તેજ છે, કારણ કે અપત્ય એનો શાબ્દિક અર્થ પણ **नपतति स्वर्गाद्येन जातेन सोऽपत्यः** ॥ એવો છે સારાંશ કે જો પુરૂષ પુત્ર- વાન હોય તોજ તે મોક્ષ પામે છે.

હવે આ હેતુથી વિવાહિત સ્ત્રીની સાથે આપણો બ્રા- હ્મણ ગ્રહસ્થ કેવી રીતે રહેતો તેનો વિચાર કરીએ. આ આશ્રમનો પણ મૂળ હેતુ યથાશક્તિ બ્રહ્મચર્ય પળી વિ- દ્યોપાર્જન કરવું તેજ હતો. ઋતુકાળના યોગ્ય દિવસોમાંજ તે પોતાની સ્ત્રીની સાથે સમાગમ કરતો, ઋતુકાળના યોગ્ય દિવસો આ પ્રમાણે હતા.

* * * * *

+**ऋतुस्वाभाविकः स्त्रीणां शक्यः षोडश स्मृताः ॥**

---

\+ સાધારણ રીતે સ્ત્રી ગમનનો ઋતુકાળ સોળ રાત્રીનો ગણાય છે. તેમાંથી પ્રથમની ચાર તથા એકાદશી, અને ત્રયોદશી એ છ રાત્રીઓ નિંદિત ગણવામાં આવે છે. બાકીની દશ રાત્રીઓ સ્ત્રીસમાગમ માટે નિંદ્ય નથી. આ દશ રાત્રી- ઓમાંથી પણ સમ નિશાઓમાં સ્ત્રીસંગ કરવામાં આવે તો પુત્ર, અને વિષમ રાત્રિઓમાં સંગ કરવામાં આવે તો પુત્રીની પ્રાપ્તિ થાય છે. માટે પુત્રાર્થી મનુષ્યે વિષમ રાત્રી- ઓનો ત્યાગ કરી સમ રાત્રીમાંજ સ્ત્રીગમન કરવું. પુ-

तासामाद्या चतस्रस्तु निन्दितैकादशी च या ।
त्रयोदशी च शेषास्तु प्रशस्ता दशरात्रयः ॥
युग्मासु पुत्रा जायन्ते स्त्रियोऽयुग्मासु रात्रिषु ।
तस्माद्युग्मासु पुत्रार्थी संविशेदार्तवे स्त्रियम् ॥
अमावास्यामष्टमींच पौर्णमासीं चतुर्दशीम् ।
निंद्यास्वष्टासु चान्यासु स्त्रियो रात्रीषु वर्जयेत् ॥
ब्रह्मचार्येव भवति यत्रतत्राश्रमे वसेत् ।

मनुस्मृति

*षोडशस्तु निशाः स्त्रीणां तस्मिन् युग्मासु संविशेत् ।
ब्रह्मचार्येव पर्वण्याद्याश्चतस्रश्च वर्जयेत् ॥

याज्ञवल्क्यस्मृति

આ પ્રમાણે આપણો બ્રાહ્મણ ગૃહસ્થ યથાર્થ બ્રહ્મચર્ય પાળી પોતાના આત્માને સદા ઇશ્વરપરાયણ રાખી આનંદમાં પોતાનું જીવન ગાળતો; અને યથાશક્તિ દાન તથા અતિથિસત્કાર કરતો. વળી માતાપિતા વિનાના નિરાધાર બા-

---

ર્ણિમા અને ચતુર્દશી પણ એક લેખે સ્ત્રી સંગ માટે અનુચિત છે. આ પ્રમાણે નિંદ્ય અને વિષમ આઠ રાત્રી સિવાય બાકી રહેલી રાત્રીઓમાં જે પુરૂષ સ્ત્રીગમન કરે છે. ગૃહસ્થ કે વાનપ્રસ્થ એ બે આશ્રમોમાંથી ગમે તે આશ્રમમાં હોય છતાં બ્રહ્મચારી ગણાય છે.

* સોળ રાત્રીમાંથી પ્રથમની ચાર તથા પર્વણી આદિ દિવસોની રાત્રીઓ બાદ કરતાં બાકી રહેલી સમરાત્રીમાં સ્ત્રીસંગ કરનાર મનુષ્ય બ્રહ્મચારી ગણાય છે.

ળકોનું પોતે રક્ષણ કરતો. દરેક માસે તે મૃત પિતૃઓનું શ્રાદ્ધ કરી તેમના આત્માને તૃપ્તિ આપતો. આજીવિકા પ્રાપ્તિ અર્થે બ્રાહ્મણ ધર્મને જે ઉચિત ધંધો હોય તે તે કરતો. અન્યવર્ણના મનુષ્યોને પોતે ધર્મ બોધ કરતો, અને પોતાને ત્યાં પણ શિષ્ય રાખી તેમને વેદાભ્યાસ કરાવતો. પોતે ધર્મ ગુરૂ અધ્યાપક પુરોહિત કે વૈદ્યનો ધંધો કરતો. વળી કવિત્વ અને વકતૃત્વ શક્તિ પણ તેનેજ વરી હતી. આ શક્તિ પ્રાચીન બ્રાહ્મણોમાં કેટલે દરજ્જે વસી હતી તે વિક્રમ અને ભોજ રાજાના સમયમાં તેમની અદ્દભૂત શક્તિઓ ને લીધે તેમને મળેલા માનનું અવલોકન કરવાથી યથાર્થ સમજાશે.

પ્રાચીન બ્રાહ્મણ પોતાની સ્ત્રીને સદા પ્રસન્ન રાખતો કારણ કે તે સારી રીતે સમજતો કે **यत्रनार्यस्तु पुज्यन्ते रमन्ते तत्र देवताः** । “ સ્ત્રીયોનું જ્યાં સન્માન કરવામાં આવે છે ત્યાંજ દેવતાઓનો સદૈવ વાસ રહે છે. ” પોતાની સ્ત્રીને તે યોગ્ય સ્વતંત્રતા આપતો. આધુનિક સમયની માફક તેને અજ્ઞાન રૂપી અંધકારમાં રાખવામાં આવતી નહિ. તેના અને સ્ત્રીના હક લગભગ સરખાજ હતા, જેથી તે તેને સાંસારિક દરેક બાબતમાં એક સલાહિની થઈ પડતી. વિચારૂપી પ્રદીપ સ્ત્રીના હૃદયમાં સદૈવ સળગતો, જેથી હાલની માફક તેને શોચનીય સ્થીતિ બિલકુલ અનુભવવી પડતી નહિ. સ્ત્રી પણ તેની આજ્ઞાનું પાલન કરનારી, વ્યવહારદક્ષ, સુશીલવતી, પતિસેવાપરાયણ, પુત્રવતી તથા પ્રિયવાદિની હતી. તે તેના વચનનું કદી પણ ઉત્થાપન કરતી નહિ. ઉભય સ્ત્રી પુરૂષમાં વ્યભિચારનું તો નામ માત્ર પણ ન હતું. બન્ને જણ નીતિવાન, પરોપકારી, તથા આચાર વ્યવહારનું યથાર્થ પાલન કરનારાં હતાં. કારણ કેઃ—

*आचारभ्रष्टदेहानां भवेद्धर्मपराङ्मुखः ।

मनुस्मृति

એ ન્યાય તેઓ સારી રીતે સમજતાં. સ્ત્રી પણ પતિવ્રતાજ હતી; અને પોતાના પતિનું મરણ થયા છતાં પણ પુનર્લગ્ન કરતી નહિ. કારણ કે.

×मृते जीवति वा पत्यौ नाऽन्यमुपगच्छति ।
सेहकीर्तिमवाप्नोति मोदते चोमया सह ॥

याज्ञवल्क्यस्मृति.

એ નિયમનું તેને બરાબર ભાન હતું.

આ રીતે પોતાની સુપત્ની સાથે આપણો બ્રાહ્મણ ગૃહસ્થ ધર્મમય તથા સુખમય ગૃહસ્થાશ્રમ આનંદમાં નિર્ગમી, લગભગ પોતાના જીવનનો બીજો ભાગ પૂરો થતાં પોતે એકાકી વા પોતાની ધર્મપત્ની સહ પોતાના ગૃહ તથા પુત્રપરિવારનો ત્યાગ કરી, વાનપ્રસ્થાશ્રમ ગ્રહણ કરતો.

### ૩ વાન પ્રસ્થાશ્રમ.

ઉપર કહ્યા પ્રમાણે જીતેંદ્રીય રહી યથાશક્તિ બ્રહ્મચર્ય પાળી પ્રાચીન બ્રાહ્મણ વાનપ્રસ્થાશ્રમ સત્કારતો. અરણ્યમાં જઈ ત્યાં એક મઢુલી બાંધી પોતે વસતો, જ્યાં તે યજ્ઞાદિ

---

* આચાર ભ્રષ્ટ મનુષ્યોનો ધર્મ સદાને માટે વિદાય ગીરી લે છે,

× પતિના જીવનમાં વા તેના મરણ પછી જે સ્ત્રી બીજો પતિ સ્વીકારતી નથી તે સ્ત્રી કીર્તિવાન થાય છે; અને ઉમયા દેવીની સાથે પોતાનું જીવન આનંદમાં ગાળે છે. (અર્થાત્ દેવીઓની પ્રસન્નતાને પાત્ર. થાય છે.)

ક્રિયામાંજ પ્રવૃત્ત રહેતો. મૃગચર્મ અથવા તરૂવલ્કલનું તે પરિધાન રાખતો. આ સ્થળે પણ તેનો વેદાભ્યાસ ચાલુ રહેતો. ભિક્ષુક વર્ગને તે યથાશક્તિ દાન દેતો, પરંતુ કોઇએ આપેલા દાનનો પ્રતિગ્રહ કરતો નહિ. અરણ્યમાં મળી આવતાં કંદ મૂળ તથા ઈંગુદી આદિ ફળનું પોતે અશન કરતો. મધ તથા માંસ જેવી અભક્ષ્ય વસ્તુનો તેને પ્રથમથીજ ત્યાગ હતો. પોતાના દેહદમનાર્થે તે ચાંદ્રાયણાદિ વ્રત કરતો. પ્રાતઃમધ્યાહ્ન અને સાયંકાળ એ ત્રણ વખતે તે દેવ તથા પિતૃઓનું પ્રતિદિન તર્પણ કરતો. સ્વાભાવિક રીતે આ આશ્રમમાં તેને સ્ત્રીઅભિગમનનો બિલકુલ ત્યાગ હતો; તથા પોતે ભૂમિપર શયન કરતો. આ આશ્રમમાં તેના સર્વ પ્રયાસ પોતાના આત્માની શુદ્ધિ મેળવવા તરફજ હતા. ઉપનિષદ્, શ્રુતિ તથા સ્મૃતિ ઇત્યાદિ સચ્છાસ્ત્રોનું તે મનન અને નિદિધ્યાસન કરતો. યજ્ઞ કરતી વખતે મન્ત્રોથી પોતે જે જે દેવોનું આહ્વાહન કરતો તે તે દેવો સાક્ષાત્ તેના સન્મુખ આવી ઉભા રહેતા. આ રીતે પોતાના આયુષનો ત્રીજો ભાગ ગાળી પોતાની સ્ત્રીના મૃત્યુ પછી અથવા તેનું અસ્તિત્વ હોય તો તેનો ત્યાગ કરી પોતે ચતુર્થ આશ્રમમાં પ્રવિષ્ટ થતો.

## ૪ સંન્યસ્થાશ્રમ.

તૃતીયાશ્રમ સમાપ્ત થયા બાદ યજ્ઞમાં બલિ વિગેરે હામવાથી પરિશ્રાન્ત થયેલો તે બ્રાહ્મણ પુનર્ પોતાના ગૃહ પ્રતિ જઇ સાંન્યસ્થ્ય ગ્રહણ કરતો. આ આશ્રમમાં જો તેણે વેદાધ્યયન કર્યું હોય અને પુત્ર પ્રાપ્તિ થઇ હોય તોજ તે પ્રવેશ કરી શકતો કારણ કે.

*अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमीच्छन्व्रजत्यधः ॥
अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥

मनुस्मृति

જેણે વેદાધ્યયન કર્યું નથી તથા જેને પુત્ર પ્રાપ્તિ થઈ નથી અને તૃતીયાશ્રમમાં જેણે યજ્ઞાદિ ક્રિયા કરી નથી, તેને મોક્ષ મેળવવો દુષ્કર છે.

આ ત્રણે બાબતે યુક્ત સંન્યાસીને મોક્ષ મળે છે એ નિઃસંશય છે. કારણ કે—

×यो दत्त्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।
तस्य तेजोमयालोका भवन्ति ब्रह्मवादिनः ॥

હવે આપણે મુમુક્ષુ સંન્યાસી આ આશ્રમમાં રહી શું કરતો તે જોઈએ. તે ભિક્ષાર્થે સમીપના ગ્રામોમાં જઈ

---

* વેદાધ્યયન, પુત્રપ્રાપ્તિ, તથા યજ્ઞાદિકર્મ કર્યા સિવાય મોક્ષની જે ઇચ્છા રાખે છે તેને મોક્ષ નહિ મળતાં નરક પ્રાપ્તિ થાય છે. તેટલા માટે શાસ્ત્ર વિધિ પ્રમાણે વેદાભ્યાસ કરી, પુત્રોત્પાદન કરી, શક્તિ અનુસાર યજ્ઞ કરી પ્રત્યેક દ્વિજે પોતાના મનને મોક્ષપ્રાપ્તિ માટે પ્રવૃત્ત કરવુ. એટલે કે સન્યસ્થાશ્રમ ગ્રહણ કરવો.

× સ્થાવર જંગમ સકળ વિશ્વને અભયદાન દેઈ પોતે સાંન્યસ્થ ગ્રહણ કરે તે દ્વિજને અવશ્ય દિવ્ય તેજોમય લોકની પ્રાપ્તિ થાય છે. એટલે કે આ ભવાબ્ધિમાં વિતરણ કરવાનો તેનો ફેરો મટી જાય છે.

જોઇએ તેટલું અન્ન લેઈ આવતો. ધન કે ધાન્યનો તે બિલકુલ સંચય કરતો નહિ. જે દિવસે તેને અન્ન પ્રાપ્ત ન થતું તે દિવસે તે ઉપવાસ કરતો. શમ, ક્ષમા, આર્જવ ઇત્યાદિ સદ્‌ગુણો માયિક વાસનાનો અભાવ થવાથી તેનામાં તુર્ત આવિર્ભૂત થતા. સદા સર્વદા પોતે બ્રહ્મધ્યાન પરાયણજ રહેતો. વળી પોતાના શુદ્ધ થયેલા આત્માને પોતાના દેહથી સાંખ્યબળના અનુસારે ભિન્ન ગણી યોગ બળ વડે તેનો સાક્ષાત્કાર કરતો. આ માયિક પંચ ભૂતના કલેવરનો જ્યાં સુધી નાશ ન થાય ત્યાં સુધી તેનો આ પ્રમાણેનો પ્રયાસ ચાલુ રહેતો; અને દેહનો ત્યાગ થયા પછી ઉપર કહ્યા પ્રમાણે તેનાં કર્મ હોવાથી નિઃસંશય તેનો મોક્ષ થતો.

---

## પ્રકરણ ૨ જું

### ષટ્ કર્મ

***स्नानं संध्या जपो होमः देवता ऽतिथि पूजनम् ।**
**आतिथ्यं वैश्वदेवं च षट् कर्माणि दिने दिने ॥**

**पराशरस्मृति**

પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે બ્રાહ્મણ બાળક આઠ વર્ષની ઉમ્મરે ઉપનયન સંસ્કાર પામ્યા પછી ગુરૂને ત્યાં વેદાધ્યયન કરવા જતો, પણ ગુરૂ તેને એકદમ વેદાધ્યયનમાં પ્રવેશ ન કરાવતા. પ્રથમતો તેને શૌચવિધિ તથા સ્નાનવિધિ ઇત્યાદિ વિષયોનું જ્ઞાન આપવામાં આવતું.

---

* સ્નાન, સંધ્યા, જપ હોમ, દેવ તથા અતિથિ પૂજન, અતિથિ સત્કાર અને વૈશ્વદેવ એ પ્રત્યેક બ્રાહ્મણોનાં નિત્ય કર્મ છે.

તે પછી પ્રણુવ ૐ એ શબ્દનું રહસ્ય યથાર્થ રીતે તેને સમજાવવામાં આવતું.

+अकारं चाप्युकारंच मकारंच प्रजापतिः ।
वेदत्रयान्निरदुहद्भूर्भुवः स्वरितीति च ॥

मनुस्मृति

આ રીતે પ્રણુવની સમજ આપ્યા બાદ તેને ગાયત્રી તથા તેના જપનો વિધિ અને તેનું માહાત્મ્ય દર્શાવવામાં આવતું. આમાં પ્રવીણ થયા પછી ગુરૂ તેને પ્રાણાયામ તેનો અર્થ અને તેનું માહાત્મ્ય શીખવતા. પ્રાણાયામ સિદ્ધ થયાથી તેની એકાદશ ઇન્દ્રિયો (શ્રોત્ર, ત્વગ્, જીવ્હા, ઘ્રાણ ચક્ષુ, પાયુ, ઉપસ્થ, હસ્ત, પાદ, વાક્, તથા મન) પર પૂર્ણ નિયંકુ થતો. અને તેથી તે જીતેંદ્રિય બનતો. જીતેંદ્રિય થવાથી તે પોતાનું બ્રહ્મચર્ય યથાર્થ પાળી શકતો. આ વિધિ પૂર્ણ થયા પછી તેને સંધ્યાનો બાકીનો ભાગ શીખવવામાં આવતો. આ પ્રમાણે શીખેલી સંધ્યા તે પ્રત્યેક દીને સ્હવારમાં સુર્યોદય થતાં પહેલાં ઉઠી કરતો અને જ્યાં સુધી સુર્યોદય થાય ત્યાં સુધી ગાયત્રીનો જપ કરતો. મધ્યાહ્ન કાળે પણ તે તે પ્રમાણે કરતો, અને સાયંકાળે પણ તે સમયની સંધ્યા કરી સુર્યાસ્ત થાય ત્યાં સુધી ગાયત્રીનો જપ કરતો.

આ પ્રમાણે સ્નાન, સંધ્યા, તથા જપવિધિનું જ્ઞાન આ-

---

+ अ उ અને म् એ ત્રણ અક્ષરોનો ૐ પ્રણુવ બનેલો છે. આ ત્રણ અક્ષરો ઋગ્, યજુર્ અને સામ ત્ર્યક્ષરાગાયત્રી લક્ષણ સૂચક भूः भुवः અને स्वः એ ત્રણ વ્યાહૃતિઓ સુચવે છે.

ધ્યા પછી તેને પંચાયતન દેવતા તથા અતિથિનું પૂજન અને વૈશ્વદેવ એ બાકીના ત્રણ કર્મ શીખવવામાં આવતાં આ રીતે ષટ્કર્મનું યથાર્થ જ્ઞાન થયા પછી ગુરૂ તેને વેદાધ્યનમાં પ્રવિષ્ટ કરતા.

ગુરૂને ત્યાંથી ગુરૂદીક્ષા લેઈ ગૃહપ્રતિ સિધાવ્યા પછી પણ તે ઉપરોક્ત સંધ્યાદિ કર્મ અસ્ખલિતપણે કર્યો કરતો દેવ તથા અતિથિ પૂજન અને વૈશ્વદેવ ત્રણવાનાંનો ગૃહાસ્થાશ્રમમાં રહ્યા છતાં પણ તે કદી ત્યાગ કરતો નહિ. હમેશાં સંધ્યાદિ કર્મ કરી રહ્યા બાદ તે અતિથિની વાટ જોતો અને બ્રાહ્મણ-અતિથિના આવ્યા બાદ તેનું વિધિવત્ પૂજન કરી તેને જમાડી પોતે ભોજન કરતો. આ પ્રમાણેનો રીવાજ તે ગૃહસ્થાશ્રમની અવધિ થયા સુધી જારી રાખતો એટલુંજ નહિ પણ વાનપ્રસ્થાશ્રમમાં પણ તે તેજ રીતિનું અનુકરણ કરતો.

આ સર્વ ઉપરથી કહેવાનું તાત્પર્ય એજ કે પ્રાચીન સમયનો બ્રાહ્મણ અનેક વિઘ્નો છતાં પણ પોતાનાં નૈત્યિક કર્મનો ત્યાગ ન કરતો. અને તેની સુખી તથા સાત્વિક અવસ્થા તેના નિત્ય કર્મના અનુપાલનનેજ આભારી હતી. વળી તેના નિત્યકર્મના પ્રભાવે તેની બુદ્ધિ, બળ તથા બ્રહ્મ તેજ વૃદ્ધિને પામતું અને.

*षट् कर्माभिरतो नित्यं देवताऽतिथिपूजनम् ।
हुतं शेषं तु भुंजानो ब्राह्मणो नावसीदति ॥

परारारस्मृति

---

* સંધ્યાદિ ષટ્ કર્મ કરનાર, દેવ તથા અતિથિનું પૂજન કરનાર અને હોમ કરતાં અવશેષ રહેલું જમનાર બ્રાહ્મણ કદાપિ પણ ભ્રષ્ટ થાતો નથી.

એ પ્રમાણેની પરાશરમુનિની ઉક્તિનું યથાર્થ સત્ય જ-ણાઇ આવતું કદાપિ કોઈ ઉચ્છૃંખલ બ્રાહ્મણ પોતાનું નિત્યકર્મ ન કરતો તો ગમે તેવી ઉન્નત સ્થીતિમાં હોય છતાં પણ કર્મભ્રષ્ટ થવાથી તે અધમ સ્થીતિને પ્રાપ્ત થતો આથી તે પોતાનું બ્રહ્મતેજ ગુમાવતો એટલુંજ નહિ પણ અન્ય બ્રહ્મનિષ્ટ મનુષ્યોમાં તે નિંદાસ્પદ થતો અ-ને સૌ કોઈ તેને શુદ્ર સમાન ગણી તેનો તિરસ્કાર કરતું, અને વળી તેની સાથે કોઇ પણ રીતનો વ્યવહાર ન રાખતું તે જુદુ. આ રીતે કર્મભ્રષ્ટ થનાર બ્રાહ્મણ અ-વસાન પામતાં નારકી દુઃખનો ભોક્તા થતો પરંતુ આવી પ્રકૃતિનો મનુષ્ય તે વખતે કોઈ નહતો એમ કહેવું ખોટું નથી.

## પ્રકરણ ૩ જું.

## ત્હેમની તત્વવિદ્યા તથા ત્હેમનું આધ્યાત્મિક જ્ઞાન.

પ્રાચીન બ્રહ્મપ્રજાનું સામાન્ય વર્ણન આપતાં એમ સૂચવવામાં એવ્યું છે કે વેદ બ્રાહ્મણ કૃત છે, પણ તે સૂચના ખોટી હોય તેમ માલુમ પડે છે કારણ કે તે સંબંધમાં પરાશર ઋષિ કહે છે કે.—

×न कश्चिद्वेदकर्ता च वेदं स्मृत्वा चतुर्मुखः ।
तथैव धर्मान् स्मरति मनुः कल्पान्तरेऽन्तरे ॥

पराशरस्मृति

× વેદના કર્તા ( સાક્ષાત્ શ્રી પુરૂષોત્તમ નારાયણ સિ-વાય ) અન્ય કોઈ નથી. (ઇશ્વરે સૃષ્ટિ ઉત્પન્ન કરી તે સાં-થેજ ) આ વેદ પ્રથમ પ્રજાપતિને સંભળાવ્યો. બ્રહ્માએ પછી વેદ સ્વયંભુ મનુને આપ્યા જેથી મનુ વેદ વિહિત ધર્મને કલ્પે કલ્પે પ્રવર્તાવે છે.

તેમ મત્સ્ય ભગવાન્ પણ કહે છે કે—

×अस्य वेदस्य सर्वज्ञः कल्पादौ परमेश्वरः ।
व्यंजकः केवलं विप्राः नैव कर्ता न संशयः॥

આ ઉપરાંત શ્રી કૃષ્ણચંદ્રે પણ ગીતામાં કહ્યું છે કે.

*ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा॥

આ રીતે ઉપરના મહાત્માઓની વેદોત્પત્તિ વિષે આ પ્રકારની માન્યતા હોવાથી આપણને એમ પ્રતીતિ બેસે છે કે વેદ કોઈ ઈશ્વરી શક્તિથી રચાયેલા છે. તેના કર્તા બ્રાહ્મણો તો નથીજ. વિપ્ર માત્ર તેના વ્યંજક છે.

હવે આ રીતે દૈવી શક્તિથી બનેલા વેદનું જ્ઞાન આપણે જોઈ ગયા તેમ પ્રાચીન સમયના વિદ્યાર્થીઓને આપવામાં આવતું; પરંતુ વેદનો અર્થ સંપૂર્ણ રીતે સમજવો તે અતિ ગહન કાર્ય હોવાથી વિદ્યાર્થીઓની સુલભતાને અર્થે તે વેદના કેટલાક મહર્ષિઓએ શુદ્ધ સરળ તથા રમણીય સંસ્કૃત ભાષામાં ઉપનિષદ્ બનાવ્યાં. આ ઉપનિષદ્‌ની સંખ્યા ૧૦૮ની છે.

બાકી કેટલાક મહર્ષિઓએ તેજ વેદનો ભાવાર્થ શુદ્ધ

---

× સૃષ્ટિની ઉત્પત્તિ સમયેજ સર્વજ્ઞ ઈશ્વરે વેદ ઉત્પન્ન કર્યા છે. તેના કર્તા બ્રાહ્મણો તો નથીજ એ નિઃસંદેહ છે. બ્રાહ્મણો માત્ર વેદ વિહિત ધર્મના પ્રકાશક છે.

* પરબ્રહ્મના ॐ, **તત્** અને **સત્** એ ત્રણ પ્રકારના નામને અનુસારેજ પૂર્વેથી બ્રાહ્મણ, વેદ, અને યજ્ઞ એ ત્રણનું નિર્માણ થયેલાં છે.

ભાષામાં કરી તેની સ્મૃતિઓ બનાવી જે અદ્યાપિ પણ ધર્મશાસ્ત્ર એ સંજ્ઞાથી સુપ્રસિદ્ધ છે.

મુખ્યત્વે કરીને વેદમાં જ્ઞાન, ઉપાસના, કર્મ તથા ભક્તિ એ ચાર વિષયો પ્રધાનપણે વર્ણવેલા છે.

વેદમાંથી દોહન કરેલા આપણા પ્રાચીન તત્વજ્ઞાનના આ પ્રમાણે દ્વિભાગ પડી શકે. પ્રથમ વિભાગ તે ‘આસ્તિક દર્શન’ તથા દ્વિતીય વિભાગ તે ‘ નાસ્તિક દર્શન ’ આસ્તિક દર્શનમાં ‘મિમાંસા,’ ‘સાંખ્ય,’ અને ‘ન્યાય’ એ ત્રણ વિષયોનો સમાવેશ થાય છે. મિમાંસાના પણ ‘ પૂર્વ મિમાંસા ’ અને ‘ ઉતર મિ-માંસા ’ એ રીતના બે ભાગ પડયા છે, તેવી રીતે સાંખ્ય શાસ્ત્રના પણ ‘સાંખ્ય’ અને ‘યોગ’ એ બે વિભાગ છે. ત્રીજો વિભાગ જે ન્યાય રહ્યો તેના પણ ‘નૈયાયિક’ અને ‘વૈશેષિક’ એ રીતે બે વિભાગ પડેલા છે. હવે નાસ્તિક દર્શનના પણ લોકાયતિક, બૌદ્ધ અને જૈન એ રીતના ત્રણ ભાગ છે.

આસ્તિક દર્શન કે જે તરફ પૂર્વના બ્રાહ્મણોની વધુ પ્રવૃત્તિ હતી તેના વિભાગોનું સામાન્ય વર્ણન આપણે અનુક્રમે આપીશું.

મિમાંસા—આ શાસ્ત્રના કર્તા મહાત્માશ્રી જૈમિનિ ઋષિ તથા તહેમના ગુરૂ મહાત્માશ્રી વ્યાસ ભગવાન્ છે. જૈમિનિ ઋષિએ વૈદિક કર્મ કરનારાઓ માટે કર્મકાંડ રૂપ વેદ ભા-ગની વ્યવસ્થાદર્શક મિમાંસા રચી છે. અને શ્રીવ્યાસ ભ-ગવાને મુમુક્ષુઓને માટે ઉપાસના તથા જ્ઞાનરૂપ વેદ ભાગની વ્યવસ્થાદર્શક મિમાંસા રચી છે. જૈમિનિ ઋષિનો મુખ્ય હેતુ અશુદ્ધ ચિત્તવાળાએ ચિત્તશુદ્ધિ થયા પર્યંત વૈદિકકર્મમાં પ્રવૃત રહેવું એવો છે. અને વ્યાસ ભગવાનનો મત કર્મદ્વારા જેમના ચિત્ત શુદ્ધ થયાં હોય તેમણે કર્મ

બંધનથી મુક્ત થવા સારૂ બ્રહ્મતત્વ જાણવું જોઇએ એવો છે. સકામકર્મો ( જૈમિનિઋષિના મત પ્રમાણે ) યથાવિધિ કરવામાં આવે તો ઇચ્છિત ફળની પ્રાપ્તિ થાય છે; પરંતુ તેથી ઉચ્ચતર જે નિષ્કામવૃત્તિ તે વડે કરવામાં આવે તો તે કર્મો વડે શનૈઃ શનૈઃ કામ ક્રોધાદિ ષડ્ રિપુનો પરાભવ સત્વર થઈ શમદમાદિ ગુણો દૃઢ થઇ મુક્તિનું પરમ કારણ જે જ્ઞાન (ऋते ज्ञाना न्नमुक्तिः ) તે સંપાદન કરવાનો અધિકારી થવાય છે. આ કારણથીજ શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં અર્જુન પ્રત્યે કહ્યું છે કે—

*कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन।
मा कर्मफलहेतुर्भूः मा ते संगस्त्वकर्मणि ॥

भगवद्गीता

આ પ્રમાણે સકામ કર્મનું પ્રતિપાદન કરનાર કર્મરહસ્યના મહાત્માશ્રીજૈમિનિઋષિકૃત ગ્રંથને પૂર્વમિમાંસા એ નામે ઓળખવામાં આવે છે; અને તેમના ગુરૂ શ્રી વ્યાસભગવાનકૃત તત્વજ્ઞાનરહસ્યના ગ્રંથને બ્રહ્મસૂત્ર, બ્રહ્મમિમાંસા વા ઉત્તર મિમાંસા એ નામથી ઓળખવામાં આવે છે. આ ઉતર મિમાંસા તેને વેદાંતશાસ્ત્ર એ નામ પણ કદી આપવામાં આવે છે.

સાંખ્ય—આ શાસ્ત્રના જનક મહાત્માશ્રી રૂષિવર કપિલ

---

* કર્મ કરવામાં પ્રત્યેક મનુષ્યનો અધિકાર છે, પરંતુ તેના ફળની આકાંક્ષા રાખવામાં નથી. તેટલા માટે હે અર્જુન ! કર્મ કરતાં તુ ફળની અપેક્ષા રાખતો નહિ; તેમ જે કરવું તને યોગ્ય ન હોય તે પણ તું કરીશ નહિ.

મુનિ છે. તેમનો મુખ્ય હેતુ શુદ્ધ તથા નિર્લેપ ચૈતન્ય શરીરાદિથી ભિન્ન છે એ પ્રકારનો સિદ્ધાંત પ્રતિપાદન કરવાનો છે. આ મત ગીતાના દ્વિતીય અધ્યાયમાં શ્રીકૃષ્ણ ભગવાને સંપૂર્ણ રીતે વર્ણવેલો છે.

+देहिनोऽस्मिन्यथा देहे कौमारं यौवनं जरा ।
तथा देहांतरप्राप्ति र्धीरस्तत्र न मुह्यति ॥
वासांसि जीर्णानि यथा विहाय नवानि गृह्णाति नरोपराणि
तथा शरीराणि विहाय जीर्णान्यन्यानि संयाति नवानि देही॥
य एनं वेत्ति हन्तारं यश्चैनं मन्यते हतम् ।
उभौ तौ न विजानीतः नायं हन्ति न हन्यते ॥
नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदन्त्यापो नैनं शोचयति मारुतः ॥

*　　*　　*　　*　　*

*　　*　　*　　*　　*

---

+ જેમ દેહ કૌમાર યૌવન તથા જરા એ અવસ્થા ધારણ કરે છે, તેમ આત્મા પણ એક દેહ તજી બીજો દેહ ધારણ કરે છે. આમ સમજી ધૈર્યવાન્ મનુષ્ય તેમાં મોહ પામતો નથી. જેમ મનુષ્ય જીર્ણ વસ્ત્ર ઉતારી નવિન વસ્ત્ર ધારણ કરે છે તેવીજ રીતે આત્મા પણ જીર્ણ શરીરનો ત્યાગ કરી નૂતન શરીરમાં પ્રવેશે છે. જે આત્મા હણનાર તથા હણાય છે તેમ માને છે તે બંન્નેની સમજમાં કાચપ છે, કારણ કે આત્મા કદી હણાતો નથી તેમ કોઇને હણતો પણ નથી. આત્મા શસ્ત્રથી છેદાતો નથી, વહ્નિથી બળતો નથી, પાણીથી ભિંજાતો નથી, અને પવન વડે શોષાતો નથી. વિગેરે વિગેરે.

આત્મા સત્ય છે; અને દેહાદિ માયિક વિષયો અસત્ય છે. દેહ હન્યમાન છે; પણ આત્મા હન્યમાન નથી. આત્મા ઉત્પન્ન થતો નથી, અને દેહાંતર થયા છતાં પણ તેનો નાશ નથી. આત્મા નિત્ય, અજ, શાશ્વત, સનાતન, અવ્યય પુરાણ ઇત્યાદિ ગુણયુક્ત છે; શરીર તેથી વિપરીત અનિત્ય, પ્રકૃતિજ, તથા નાશવંત છે. આત્મા અજર, અમર, અછેદ્ય, અભેદ્ય ઇત્યાદિ ગુણ યુક્ત છે; શરીરમાં તેવા ગુણ નથી. આત્મા અચલ, સર્વગત, અને સ્થાણુ છે; ત્યારે શરીર તેથી તદ્દન વિપરિતજ છે.

આ રીતનો સાંખ્ય શાસ્ત્રનો મત છે.

યોગ—યોગ એ સાંખ્ય શાસ્ત્રનો પેટા ભાગ છે. તેના કર્તા પતંજલિ ભગવાન્ છે. તેનો સિદ્ધાંત આ પ્રમાણે છે.

સાંખ્ય મત પ્રમાણે પ્રાપ્ત કરેલા આત્મજ્ઞાનનો ઉપયોગ કરવો તેને યોગ શાસ્ત્ર કહે છે. માત્ર જ્ઞાન (Theory) પ્રાપ્ત થવાથી કાર્ય સિદ્ધિ થતી નથી, માટે યોગ (Practice) ની આવશ્યકતા છે. સાંખ્ય શાસ્ત્રનાં શ્રવણ કરેલાં વચનોનું મનન અને નિદિધ્યાસન કરવું, તેનું પ્રતિ પાદન કરવું, તે યોગનું કર્તવ્ય છે. મનન અને નિદિધ્યાસન એ ઉભય સાધનો સિદ્ધ થયા બાદ આત્માનો સાક્ષાત્કાર થવો મુશ્કેલ નથી, અને જેને આત્માનો સાક્ષાત્કાર થયો તે જીવનમુક્ત કહેવાય છે.

ન્યાય—આ શાસ્ત્રના પણ બે વિભાગ છે; નૈયાયિક અને વૈશેષિક. બન્ને મતાનુયાયીઓનો અંતિમ હેતુ આત્માને પ્રત્યેક માયિક પદાર્થથી ભિન્ન ગણવો એજ છે. પણ તેમ કરવામાં બન્નેની પદ્ધતિ જુદી છે. આત્માનું

ભિન્નત્વ સિદ્ધ કરવા માટે નૈયાયિક મત વિશ્વના સ્થાવર તથા જંગમ દરેક પદાર્થના +સોળ વિભાગ પાડે છે. આ સોળ પદાર્થોનું તત્વજ્ઞાન થવાથી નિઃશ્રેયસ (મોક્ષ) પ્રાપ્તિ થાય છે. અને તે પદાર્થોનું તત્વજ્ઞાન યથાર્થ થાય તે સારૂ ઉદ્દેશ, લક્ષણ અને પરિક્ષા એ ત્રણવાનાં આવશ્યક છે. ઉદ્દેશ માત્ર પદાર્થનું નામ સુચવે છે ( **नाम मात्रेण वस्तुसंकीर्तनमुद्देशः** ) લક્ષણમાં તે પદાર્થની વ્યાખ્યા આપવામાં આવે છે (**असाधारण धर्मवचनम् लक्षणम्**) **પરીક્ષા** ઉક્ત લક્ષણ યોગ્ય છે કે, નહિ તેનો વિચાર કરે છે ( **यथा लक्षितस्यैतद् लक्षणमुपपद्यते न वेति परिक्षा** ) આ પ્રમાણે સોળ પદાર્થ તથા તેના પેટા ભાગના ઉદ્દેશ, લક્ષણ અને પરિક્ષા કરવાથી તેમનામાં અને આત્મામાં શું ભિન્નત્વ છે તે જણાઇ આવે છે. આત્માના ગુણ વિષે તેમાં આ પ્રમાણે કહે છે. ( **आत्मा देहेन्द्रियादि व्यतिरिक्तः प्रतिशरीरं भिन्नो विभुर्नित्यश्च ।** આત્મા દેહથી નોખો, પ્રત્યેક શરીરમાં ભિન્ન, અને વિભુ તથા નિત્ય છે." આ પ્રમાણે આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી મોક્ષ પ્રાપ્ત કરવો આવશ્યક છે. અપવર્ગ ( મોક્ષ ) વિષે તેમાં આ પ્રમાણે કહે છે.

***शास्त्राद्विदितपदार्थतत्वस्य, विषयदोषदर्शनेन**

---

+ સોળ પદાર્થ આ પ્રમાણે.–પ્રમાણ, પ્રમેય, સંશય, પ્રયોજન, દૃષ્ટાંત, સિદ્ધાંત, અવયવ, તર્ક, નિર્ણય, વાદ, જલ્પ, વિતણ્ડા, હેત્વાભાસ, છલ, જાતિ અને નિગ્રહસ્થાન.

* શાસ્ત્રના આધારે પદાર્થનું યથાર્થ તત્વ સમજવાથી પ્રત્યેક વિષયના દોષનું દર્શન થાય છે. આ પ્રમાણે દોષ દર્શન થવાથી તે વિષયો પ્રત્યે અરૂચિ ઉત્પન્ન થાય છે. અરૂચિ

विरक्तस्य मुमुक्षोर्ध्यायिनो, ध्यानपरिपाकवशात् साक्षात्कृतात्मनः, क्लेशहीनस्य निष्कामकर्मानुष्ठाना दनागतधर्माधर्मावनार्जयतः, पूर्वोपात्तं धर्माधर्म प्रचयं योगाभ्यासप्रभावाद्विदित्वा समाहृत्य भुंजानस्य पूर्वकर्मनिवृत्तौ वर्तमानशरीरादिविगमेऽपूर्वशरीरारम्भा त्तदेकविंशतिदुःखसंबंधो न भवति सोऽपवर्गः ॥

केशवमिश्र तर्कभाषा

વૈશેષિક મતનો પણ અંતિમ હેતુ તો આજ છે. તે પદાર્થના સપ્ત વિભાગ કરે છે. તે આ પ્રમાણે–દ્રવ્ય, ગુણ, કર્મ સામાન્ય વિશેષ, સમવાય, અને અભાવ. બાકી બન્નેની વર્ણન પદ્ધતિ એકજ છે.

ઉભય મતાનુયાયીઓ પૃથ્વી, અપ્, તેજ વાયુ આકાશ,

---

થઈ એટલે મોક્ષ મેળવવાની ઇચ્છા પ્રબળ થાય છે. મોક્ષ મેળવવાની ઇચ્છાને લીધે ધ્યાનાદિનો યોગ કરવામાં આવે છે. ધ્યાનમાં પરિપકવ થયા પછી આત્માનો સાક્ષાત્કારથાય છે. આત્માનો સાક્ષાત્કાર તથા ક્લેશાભાવને લીધે નિષ્કામ કર્મ કરવામાં આવે છે જેને લીધે ધર્મ કે અધર્મ ઉપાર્જિત થતાં નથી. આથી પૂર્વોપાર્જિત જે ધર્માધર્મનો સંગ્રહ હોય તે યોગાભ્યાસના પ્રતાપથી ભોગવાય છે. અને તેનો ભોગ થઇ રહ્યા પછી પૂર્વોપાર્જિત ધર્માધર્મ નિવૃત્તિને પામે છે. અને તેથી વર્તમાન શરીરનો જ્યારે નાશ થાય છે, ત્યારે જગતના એકવિંશ દુઃખના સંબંધનો અભાવ હોવાથી આત્મા અન્ય દેહમાં પ્રવેશતો નથી, અને તેથી મોક્ષ થયો એમ કહેવાય છે

કાલ અને દિગ્ની સાથે આત્માને પણ દ્રવ્ય કહે છે, અને તેને અન્ય પદાર્થોમાંથી નોખો પાડી વર્ણવે છે. આ રીતે આત્મજ્ઞાન પ્રાપ્ત થયા પછી તેનો સાક્ષાત્કાર થવાથી મોક્ષ અધિગત થાય છે; તેમાં ઉભયમતવાદીઓ એક મત છે.

આ સર્વ ઉપરથી આપણા પ્રાચીન બ્રાહ્મણોનું તત્વજ્ઞાન કેટલું અપૂર્વ હોવું જોઇએ તે વિષે વિચાર કરવા જઇએ તો તેની સીમા માલુમ પડે તેમ નથી.

હવે આવા પ્રકારની વિદ્યા તથા જ્ઞાન બળના પ્રતાપે તેઓએ અન્ય પ્રજા ઉપર કેટલી છાપ પાડી પોતાનુ શ્રેષ્ઠત્વ પ્રાપ્ત કર્યું હોવું જોઇએ તે વિષે હવે આપણે વિચાર કરીએ.

---

## પ્રકરણ ૪ થું

### ત્હેમનું શ્રેષ્ઠત્વ તથા ત્હેમનો સામાજીક વિજય.

આપણા પ્રાચીન બ્રાહ્મણોએ અન્ય કોમોપર પોતાની શ્રેષ્ઠતા સૈન્ય બળના પ્રતાપે વા એવા કોઇ જોર જુલમના સાધનથી પ્રાપ્ત કરી ન હતી. અસિધારાથી માત્ર દેશની ભૂમિપર વિજય મેળવી શકાય, પરંતુ અન્ય લોકોના મન ઉપર સામ્રાજ્ય મેળવવા માટે તો ત્હેમનું જ્ઞાન તેજ વધુ કાર્યસાધક હતું. બળ માત્ર બંધન કરી શકે પણ નમાવી શકે તે તો કળાજ,

ત્યારે અન્યવર્ણોના મનુષ્યોને બ્રાહ્મણના હમેશના દાસ પેની આત્મસંમાન રહિત થઇ તેની સુશ્રુષા અહર્નિશ ઉઠાવવાનું શું પ્રયોજન હશે ! આ એક વિચારણીય વિષય છે. ત્યારે આપણી બ્રહ્મપ્રજાએ પોતાના જ્ઞાન બળને પ્રતાપે અન્ય કોમોના મન ઉપર સામ્રાજ્ય શી રીતે મેળવી ત્હેમની અને અન્ય કોમો વચ્ચે ઉત્તર દક્ષિણ ધ્રુવ જેટલું મહાંતર પાડયું હશે તે વિષે આપણે વિચાર કરીએ.

પ્રથમ તો આ બ્રહ્મ પ્રજાએ અન્ય કોમોનો પ્રવૃત્તિ માર્ગ પોતાને હસ્તગત કર્યો. આ કાર્ય સિદ્ધિ બીજી કોઇ રીતે થઈ શકશે નહિ એમ જાણી પ્રથમ ત્હેમણે અન્ય લોકોને ધર્મજ્ઞાનનો બોધ કરવા માંડયો, અને તેથી તેઓ આચાર્ય-ગુરૂ-એ નામે સુપ્રસિદ્ધ થયા. વળી પ્રજાની ઉન્નતિના મૂળ રૂપ વિદ્યા ભણાવવાનું કાર્ય પણ ત્હેમણે પોતેજ હાથ ધર્યું હતું. આ ઉપરાંત રોગાર્ત મનુષ્યોની દુઃખી અવસ્થા ધ્યાનમાં લેઈ ત્હેમણે વૈદ્ય વિદ્યામાં પ્રવીણતા મેળવી તે વિદ્યાનો ઉપયોગ કરવો શરૂ કર્યો. ધર્મ ગુરૂ, અધ્યાપક, વૈદ્ય એ સર્વ પણ બ્રાહ્મણોજ હતા એટલે સૌ કોઈ ત્હેમની ગરજ રાખતું, અને તેથી પ્રત્યેક વર્ણ બ્રાહ્મણોનાં યશોગાન ગાતી. બીજી બાજુએ દૃષ્ટિ ફેરવીએ તો પુરોહિત અને બ્રહ્મવેત્તા પણ બ્રાહ્મણોજ હતા. શુભ કે અશુભ કાર્યોમાં દરેક અન્ય વર્ણને પુરોહિતની જરૂર પડતી, એટલે કોઈ પણ સંસ્કારવિધિમાં બ્રાહ્મણ વિના નભી શકતું નહિ, કારણ કે વેદના પવિત્ર મંત્રોનું જ્ઞાન માત્ર બ્રાહ્મણોને જ હતું.

આથી પણ અધિક જોઇએ તો તેઓએ ખગોળ શાસ્ત્ર તથા જ્યોતિષ્ શાસ્ત્રમાં પણ પારંગતતા પ્રાપ્ત કરી હતી. વળી તે ઉપરાંત સર્વના ચિત્તહારક અને સર્વ કાળમાં માન-સ્પદ ગણાતી કવિત્વ અને વક્તૃત્વ શક્તિનું જ્ઞાન પણ બ્રાહ્મણોનેજ હતું. આ રીતે સમગ્ર પ્રજાની સામાજીક પ્રવૃત્તિઓ પ્રાચીન બ્રાહ્મણોએ પોતાને હસ્તગત કરી હતી જેથી સર્વ જગાએ બ્રાહ્મણ, બ્રાહ્મણ અને બ્રાહ્મણ એમજ થઇ રહેલું હતું. સર્વ કોઇના હૃદયમાં બ્રાહ્મણએ શબ્દ એવા વજ્ર લિખિત અક્ષરોથી ચોંટી ગયો હતો કે કોઇ પણ ત્હેનો અનાદર કરતું નહિ. બ્રહ્મહત્યા એ પાંચ મહા

પાતકોમાંનું એક પાતક ગણાતું. વળી જીંદગીનો કોઇપણ ભાગ કે કોઈ પણ કાર્ય એવું ન હતું કે જેમાં બ્રાહ્મણ વિના ચાલી શકે આથી સૌ કોઈ બ્રાહ્મણ તેજ ત્હેમનું સર્વસ્વ માત્ર એમ ગણાતા હતા. આ રીતે Knowledge is power "જ્ઞાન એ શક્તિ" એ વચનનું યથાર્થ સત્ય આપણા પ્રાચીન બ્રાહ્મણોએજ દર્શાવી આપ્યું હતું.

વળી વિજયની સંપૂર્ણતામાં કાંઈ ન્યૂનતા રહી ગઈ હોય તો તે અન્ય બે સાધનોથી દૂર થતી. બ્રાહ્મણોએ વળી કથા કરવાનું કાર્ય આરંભ્યું હતું, જેનો લાભ સમગ્ર પ્રજા લેતી. આત્મસંગાનમાં તણાઈ જઇ જે કોઈ કથા શ્રવણ કરવા ન આવતા તો તે સર્વ લોકોની આંખે ચઢી તિરસ્કારને પાત્ર થતા. આ ઉપરાંત બ્રાહ્મણ વૈદ્યોએ સંખ્યાબંધ ઔષધશાળાઓ ઉઘાડી હતી, જેનો લાભ સંખ્યાબંધ મનુષ્યો લેતાં. જેઓ આથી વિમુખ રહેતા તે હાથે કરીને હેરાન થતા, અને વળી બીજા લોકોમાં નિંદા પાત્ર થતાં તે જુદા.

આ રીતે આપણે જોયું કે બ્રાહ્મણોએ ત્હેમની અને અન્ય સર્વ પ્રજા વચ્ચે અસમાન ભાવ ઉત્પન્ન થાય અને તે અહર્નિશ જારૂ રહે તેવું સ્થાનક ( Platform ) પણ તૈયાર કર્યું હતું, અને આ સ્થાનક તેજ તેમના સામાજીક વિજયનું રણ સંગ્રામ હતું.

અન્ય લોકોએ આ પ્રમાણે બ્રાહ્મણો તરફ પુજ્યભાવ રાખી ત્હેમને આ પ્રમાણે આદરણીય ગણવા એવું કોઈ પણ રીતનું ત્હેમના ઉપર બંધન ન હતું; તથા અન્ય કોમોને પોતાની ઇચ્છાનુસાર વર્તાવી શકે તેટલું બાહુબળ પણ ત્હેમનામાં ન હતું. વળી ત્હેમનામાં એવી કોઇ રીતની સત્તા ન હતી કે જેથી જે કોઈ ત્હેમને ન માને તેને સ-

રકાર પાસે શીક્ષા કરાવી શકે. અન્ય કામો ખારે તો બ્રા-
હ્મણોને તોબા પ્રોકરાવે એમ હોવા છતાં પણ પોતાની જા-
તને આપો આપ નીચમાની લેઈ એક કૃશાંગ બ્રાહ્મણ ત-
રફ અનેક હૃષ્ટપુષ્ટાંગ અન્ય વર્ણના મનુષ્યો શા માટે
આટલી નમ્રતા દર્શાવતા હશે ? આ એક દુર્ઘટ તથા મા
નસિક શક્તિઓને કસોટીએ ચઢાવે તેવો પ્રશ્ન છે. તે વિ-
ષય પરત્વે સરહેનરી કોટન સાહેબ આ પ્રમાણે કહે છે.

* "I remember well the impression created on my mind on my first arrival to India, when on walking out in the evening with a Brahman subordinate, the hindoos whom me might meet would accost me with the respectful gesture they will accord to official rank, while they would prostrate themselves and rub their

---

* જ્યારે હિંદુસ્તાનમાં મ્હારૂં પ્રથમ આગમન થયું, ત્યારે મ્હારા મન ઉપર જે અસરો અને સંસ્કારો પડ્યા હતા તે અદ્યાપિ પર્યંત પણ મ્હને વિસ્મૃત થયા નથી. મ્હને યાદ છે કે એક દિવસે સાંજે મ્હારા હાથ નીચેના એક કારકુન સાથે હું બહાર ફરવા નિકળ્યો હતો ત્યારે રસ્તે મળતા પ્રત્યેક હિંદુઓ મ્હને એક અમલદાર તરીકેની સ-લામ ભરતા; અને મ્હારા કારકુનના તો જાણે તેઓ સ-દાના દાસ હોય તેમ સુચવતા. મ્હારા તરફની ત્હેમની લા-ગણી કેવળ કૃત્રિમ હોય તેમ જણાઇ આવતું. આ ઉપરથી મ્હને તો એમજ ભાસ્યુ કે બ્રાહ્મણની સામાજીક સત્તા આગળ મ્હારી અમલ દાર તરીકેની સત્તા કાંઈ ગણતિ-માંજ નથી.

fore-head in the dust before my companion. To him they rendered a genuine obeisance, to me they renderd an artificial respect only. The sense of official relationship was entirely swallowed up by the stronger feeling of social subordination.

( Morden Review ).

કોટન સાહેબને આ ઉપરથી એમ ના ભાસ્યુંજ હશે કે પ્રજાનો અધિપતિ તે તો બ્રાહ્મણજ છે, અને ત્હેમના સામ્રાજ્ય આગળ ત્હેમની સત્તા નાહ જેવીજ છે. વળી ત્હેમને એમ પણ લાગ્યું હોવુંજ જોઇએ કે **वर्णानां ब्राह्मणो गुरुः** એ સુત્ર અક્ષરશઃ સત્ય છે પ્રજાથી આપો આપ સ્વીકારાએલા ગુરૂ તે બ્રાહ્મણજ છે, અને તેથી ત્હેમની સત્તા પોતા કરતાં વિશેષ હોય તે સ્વાભાવિક છે.



# તૃતીય વિભાગ.

## બ્રાહ્મણોની અવતન સ્થીતિનું દિગદર્શન; અને તે સ્થીતિ પ્રાપ્ત થયાનાં કારણો.

## પ્રકરણ ૧ લું.

### બ્રાહ્મણોનું અનેક જાતિઓમાં વહેંચાઈ જવું

આવી શ્રેષ્ટ તથા ઉન્નત સ્થીતિ અનુભવતા બ્રાહ્મણો દિન પ્રતિદિન આધુનિક અધોગત તથા શોચનીય સ્થીતીને શી રીતે પ્રાપ્ત થયા તે વિષે હવે આપણે વીચાર કરીએ. આનું પ્રથમ કારણ તો બ્રાહ્મણોના અનેક જાતિઓમાં વિભાગ પડવા તેજ છે.

પૂર્વના બ્રાહ્મણોના હાલ ગણાતા ૮૪ વિભાગ શી રીતે પડયા અને તે વિભાગ કયા કયા હતા તે આપણે જોઇએ. આ ૮૪ વિભાગ કયા હતા તે નીચેના શ્લોકપરથી સમજાશે.

*च्यांतत्रयं, चाष्टदशैवरांता, डांताष्टकं, सप्तदशैव

---

* જેના અંતમાં ચ્ય છે તેવી ત્રણ જ્ઞાતિઓ; જેને અંતે રા છે એવી અરાઢ જ્ઞાતિઓ; જેને છેડે ડા છે એવી આઠ જ્ઞાતિઓ; જેને અંતે વાલ છે એવી સત્તર જ્ઞાતિઓ; જેના અંતે યા છે એવી નવ જ્ઞાતિઓ; જેના અંતમાં લા છે એવી નવ; ઢ અંતવાળી બે; ક અંતવાળી બે; ગ અંતવાળી બે; વ અંતવાળી બે; ણ અંતવાળી ત્રણ; ત અંતવાળી બે; રૂ અંતવાળી એક; પા અંતવાળી એક; શા અંતવાળી એક; ખુ અંતવાળી એક; ઠા અંતવાળી એક; ચા અંતવાળી એક, ટા અંતવાળી એક, એ રીતે પ્રથમના સમગ્ર બ્રાહ્મણોના કુલ ચોરાશી વિભાગ થયા.

वालाः । यांताश्च लांताश्चन वैव ढांताकांतद्वयं, गांत-
युगं, चवांतौ । णांतत्रयं, तांतयुगं, रु पे शा बु ठ
चाटांता श्चतुरंशति विप्राः ॥

આ ચોરાશી ભાગનાં નામ આ પ્રમાણે છે

| | | | |
|---|---|---|---|
| ઉદીચ્ય. | ૧ સિદ્ધપુરા ઉદીચ્ય. | ૪ વડનગરા | નાગર. |
| | ૨ સિહોરા ઉદીચ્ય. | ૫ વિસનગરા | |
| | ૩ ટોળકિયા ઉદીચ્ય. | ૬ સાઠોદરા | |
| | | ૭ પ્રશ્નોરા | |
| | | ૮ કૃશ્નોરા | |

| | | |
|---|---|---|
| ૯ સાચોરા | ૧૦ ઉદંબરા | ૧૧ નરસાપરા |
| ૧૨ વલાદરા | ૧૩ પાંગોરા | ૧૪ નાંદોદરા |
| ૧૫ ગિરનારા | ૧૬ સોનપરા | ૧૭ હરસોરા |
| ૧૮ જોસધરા | ૧૯ ગંગપુત્રા | ૨૦ મોઢમૈત્રા |
| ૨૧ ગોમિત્રા | ૨૨ ચિત્રોડા | ૨૩ શ્રીગોડા |
| ૨૪ ગુર્જરગોડા | ૨૫ કરેડા | ૨૬ વાયડા |
| ૨૭ ભટમેવાડા | ૨૮ ત્રવાડીમેવાડા | ૨૯ દ્રાવીડા |
| ૩૦ દેશાવાલ | ૩૧ રાયકવાલ | ૩૨ રોઢવાલ |
| ૩૩ ખેડાવાલ | ૩૪ સિંધુવાલ | ૩૫ ગોમતીવાલ |
| ૩૬ પલ્લીવાલ | ૩૭ ઈંટાવાલ | ૩૮ મેડતાવાલ |
| ૩૯ ગયાવાલ | ૪૦ અગસ્ત્યવાલ | ૪૧ પ્રેતવાલ |
| ૪૨ યાજ્ઞિકવાલ | ૪૩ ધોડવાલ | ૪૪ પુષ્કવાલ |
| ૪૫ ઉનેવાલ | ૪૬ રજ્જવાલ | ૪૭ કણોજીઆ |
| ૪૮ શરવરીઆ | ૪૯ કંડોલીયા | ૫૦ કરણેલીયા |
| ૫૧ પરવાલીયા | ૫૨ સોરઠીયા | ૫૩ તંગમોડીયા |
| ૫૪ સણોઢીયા | ૫૫ વંશવધા | ૫૬ મોતાળા |
| ૫૭ ઝારોળા | ૫૮ રાયપુળા | ૫૯ કપિલા |
| ૬૦ અક્ષયમંગલા | ૬૧ ગુગળી | ૬૨ નાપલ |

| | | |
|---|---|---|
| ૬૩ અનાવળા | ૬૪ શ્રીમાળી | ૬૫ ત્રીવેદીમોઢ |
| ૬૬ ચાતુર્વેદીમોઢ | ૬૭ વાલ્મિક | ૬૮ નારદિક |
| ૬૯ કલિંગા | ૭૦ તિલિંગા | ૭૧ ભાર્ગવ |
| ૭૨ માલવી | ૭૩ નંદુઆણા | ૭૪ ભરથાણા |
| ૭૫ પુષ્કરણા | ૭૬ સારસ્વત | ૭૭ ખડાયતા |
| ૭૮ મારૂ | ૭૯ દાહિયા | ૮૦ ચોવિશા |
| ૮૧ જાંબુ | ૮૨ મરેઠા ( મહારાષ્ટ્ર દેશના બ્રાહ્મણ. ) | ૮૩ દધીચા |
| ૮૪ લલાટ | | |

આ રીતે પૂર્વના બ્રાહ્મણોના ચોરાશી નાના વિભાગ પડયા હવે તે વિભાગ શી રીતે પડયા તેનો આપણે સંક્ષિપ્ત રીતે વિચાર કરીએ.

## ઉદીચ્યોત્પત્તિ.

* इत्थं हि मूलराजेन मुनिपुत्राः सुवर्चसः ।
पदादिग्रामदानैश्च सहस्रपातिता द्विजाः ॥
ततो जाता द्विजेंद्रास्ते सहस्राख्या महर्षयः ।
उदीच्यास्तत्र चान्येये मुनिपुत्राः सुबुद्धयः ॥
एकीभूत्वा स्थिताः पूर्वे तस्मात्ते रोलकाःस्मृताः ।

उदीच्य प्रकाश

---

*આ પ્રમાણે મૂળરાજે એક હજાર મુનિપુત્રોને દાન ગ્રહણ કરાવી પતિત કર્યા. આ સહસ્ર મુનિઓ પછી ઉદીચ્ય સહસ્ર એ નામે સુપ્રસિદ્ધ થયા. જે ઉદીચ્યો બુદ્ધિવાન હતા તેમણે દાન ગ્રહણ કરવાની ના પાડી અને તેથી તેઓ ટોળી બાંધીને ત્યાંજ રહ્યા. આ કારણથી તેમને ઉદીચ્ય ટોળકિયા એ નામે ઓળખવામાં આવે છે.

આ બ્રાહ્મણોની ઉત્પત્તિ વિષે સ્કંદપુરાણમાં એમ કહેવામાં આવે છે કે ગુજરાતમાં આવેલા પાટણ શહેરના રાજા મૂળરાજે જ્યારે યજ્ઞ કરવો શરૂ કર્યો, ત્યારે વિદ્વાન, ધર્મનિષ્ઠ, તથા અગ્નિહોત્રી મનુષ્યોની તેને જરૂર પડી. અથી તેણે ગંગા અને જમના નદીના સંગમના પ્રદેશમાં રહેતા કેટલાક મુનિપુત્રોને ગુજરાતમાં તેડી તેમની પાસે યજ્ઞ કરાવી તેમને નાના પ્રકારના દાન દક્ષિણા આપી પ્રસન્ન કર્યા આ રીતે તે પ્રદેશમાંથી ગુજરાતમાં આવેના બ્રાહ્મણોની સંખ્યા એક હજાર (સહસ્ત્ર) ની હતી, જેથી તેઓ ઉદીચ્યસહસ્ત્ર એ નામે પ્રખ્યાત થયા. તેજ સ્થાનકે રહેનારા કેટલાક ઋષિપુત્રોએ દાનપ્રતિગ્રહણ કરવાની નામરજી દર્શાવી અને ટોળી બાંધી પોતે ત્યાંજ રહ્યા, જેથી તેઓ ઉદીચ્ય ટોળકિયા એ નામે ઓળખાયા. હવે જે બ્રાહ્મણોએ દાન ગ્રહણ કર્યું હતું તેમાંથી લગભગ પાંચસેં બ્રાહ્મણોને મૂળરાજે સિહોર પરગણું કૃષ્ણાર્પણ કરી ત્યાં રાખ્યા, જેથી તેઓ સિહોરા ઉદીચ્ય કહેવાયા. બાકીના પાંચસે બ્રાહ્મણોને તેજ રાજાએ સિદ્ધપુર કૃષ્ણાર્પણ કર્યું, જેથી તેઓ સિદ્ધપુરા ઉદીચ્ય કહેવાયા. આ રીતે જેને અંતેચ્ય છે એવી ઉદીચ્ય સિહોરા, ઉદીચ્ય ટોળકિયા, અને ઉદીચ્ય સિદ્ધપુરા એ નામની ત્રણ જ્ઞાતિઓ સ્થપાઈ. આ મુખ્ય ત્રણ જ્ઞાતિઓમાંથી પછી કાળાનુક્રમે બીજા કેટલાક વિભાગ પડેલા માલુમ પડે છે.

## શ્રીમાળી બ્રાહ્મણોની ઉત્પત્તિ.

આ બ્રાહ્મણોની ઉત્પત્તિ વિષેનું વર્ણન પણ સ્કંદપુરાણમાં માલુમ પડે છે. તેમાં અમ કહેવામાં આવ્યું છે કે લક્ષ્મીજીના ( કોઇ દેશની રાજ્ય પુત્રીને લક્ષ્મીની ઉપમા આપેલી છે. ) જ્યારે કૃષ્ણ ( કોઇ દેશના રાજ્યપુત્રને

કૃષ્ણની ઉપમા આપવામાં આવેલી છે. ) સાથે વિવાહ થયો, ત્યારે લક્ષ્મીજીએ કૃષ્ણને એવી અરજ કરી કે અમુક સ્થાનકે એક મહાન્ નગર વસાવી ત્યાં વિવિધ ગોત્રના શુદ્ધહૃદયી, સદાચારી બ્રાહ્મણોને તેડાવી તે નગર તેમને કૃષ્ણાર્પણ કરો. પોતાની સ્ત્રીની આ પ્રમાણે ઇચ્છા થવાથી તે દેશના રાજાએ ( જેને કૃષ્ણની ઉપમા આપી છે ) લગભગ પચાસ હજાર પવિત્ર બ્રાહ્મણોને ઉત્તરમાંથી બોલાવી શ્રીમાળ નામનું નગર વસાવ્યું, અને તેમને તે ગામ કૃષ્ણાર્પણ કર્યું. જેઓ પોતાનું મૂળ સ્થાન છોડી આ આપેલા દાનનો પ્રતિગ્રહ કરવા લલચાયા તેઓ શ્રીમાળી કહેવાયા.

### નાગર બ્રાહ્મણોની ઉત્પત્તિ.

આ બ્રાહ્મણોનું વૃતાંત પણ સ્કંદપુરાણમાં આવેલા નગરખંડ નામના ગ્રંથમાં માલુમ પડે છે. તેમની ઉત્પત્તિ ગુજરાતમાં આવેલા વડનગર ગામમાં થઇ હતી, પરંતુ તે ક્યારે થઇ તેને માટે જોઇતાં પ્રમાણ નથી તે છતાં પ્રવરાધ્યાય નામના નાગર બ્રાહ્મણોના વૃત્તાંત વિષેના ગ્રંથમાં તેમની ઉત્પત્તિ વિષે કાંઇ નીચે પ્રમાણે માલુમ પડે છે.

**श्रीमदानंदपुरमहास्थानीय पञ्चसहस्रगोत्राणां संवत २८३ पूर्वतिष्ठमानगोत्राणां समानप्रवरस्य निबंधः ॥**

આ ઉપરથી એમ સુચના થાય છે કે નાગર બ્રાહ્મણોની જ્ઞાતિ સંવત ૨૮૩ ના પહેલાં અસ્તિત્વમાં આવી હોવી જોઇએ. કાળાનુક્રમે આ નાગરોમાંથી પછી વડનગરા, વિસનગરા, સાઠોદરા, ચિત્રોડા પ્રશ્નોલા તથા કૃશ્નોલાં એ છ પ્રકારની જ્ઞાતિઓના વિભાગ થવા પામ્યા.

### અન્ય જ્ઞાતિઓની ઉત્પત્તિ.

જેમ ઉદીચ્ય શ્રીમાળી તથા નાગર બ્રાહ્મણોની ઉત્પત્તિ

કહી તેવીજ રીતે મોઢ બ્રાહ્મણો વિષે પણ એમ સાંભળવામાં આવે છે કે મોઢેરા નામના નગર પાસે સીતાજીનો રામચંદ્રજી સાથે વિવાહ થયો હતો આ સમયે કેટલાક બ્રાહ્મણોને તે નગર કૃષ્ણાર્પણ આપવામાં આવેલું અને તેથી જેઓએ તે નગર કૃષ્ણાર્પણમાં લીધું તેઓ મોઢ બ્રાહ્મણો કહેવાયા. આ બ્રાહ્મણોમાં પણ જેને ત્રણ વેદનું જ્ઞાન હતું તેઓ ત્રિવેદી મોઢ એ નામે ઓળખાયા, અને જે ચારે વેદનું અધ્યયન કરતા તે ચાતુર્વેદી મોઢ કહેવાયા. આ રીતે મોઢમાંથી પણ ત્રિવેદીમોઢ અને ચાતુર્વેદી મોઢ એ નામની બે જ્ઞાતિઓ બંધાઇ. આમાંથી પણ પછી અગીયાસણામોઢ, શ્રીપાળા મોઢ, ખીજડીયા મોઢ, તથા તાંજળીયા મોઢ એ નામની ચાર જ્ઞાતિઓ થવા પામી.

જેવી રીતે મોઢ વિગેરે જ્ઞાતિઓની ઉત્પતિ થઇ તેવી રીતે કેટલાક બીજા બ્રાહ્મણોની જ્ઞાતિઓ પણ તેઓ જે જે પ્રદેશમાં વસવા લાગ્યા તે તે પ્રદેશના નામ ઉપરથી પડી. જેમકે કાન્યકુબ્જના દેશમાં વસનારા તે કનોજીઆ સરવા દેશમાં ( સરયુનદી પાસે ) વસનારા સરવરીઆ; સોરઠ દેશમાં વસનારા તે સોરઠીયા; કલિંગ દેશના કલિંગા; તિલંગ દેશના તિલંગા; મહારાષ્ટ્ર દેશના મહારાષ્ટ્ર બ્રાહ્મણ; મેવાડ દેશના ભટ મેવાડા, તથા ત્રવાડી મેવાડા; અને દ્રવીડ દેશના દ્રાવિડા; એ પ્રમાણે અનેક વિભાગ પડયા. આ ઉપરાંત કેટલાક બ્રાહ્મણોના નામ માત્ર તેઓ જે જે શહેરોમાં તથા ગામોમાં રહેતા હતા તે તે શહેરો અને ગામોના નામ ઉપરથી પડયા. આ રીતે બંધાયલી જ્ઞાતિઓના નામ નરસાપરા, વળાદરા, નાંદોદરા, હરસોરા, જારોળા, મોતાળા, ભાર્ગવ, જાંબુ, પુષ્કરણા વિગેરે વિગેરે.

હવે અનાવળા બ્રાહ્મણો કે જેમની ઉત્પત્તિ વિષે અનાવળ પુરાણમાં વર્ણવામાં આવ્યું છે તે આ પ્રમાણે છે. રામચંદ્રજી દશમુખ રાવણનો પરાજય કરી તેને પંચત્વ પહોંચાડી ગૃહપ્રતિ આવતા હતા, ત્યારે હાલના સુરત શહેરમાં વસતા કેટલાક બ્રાહ્મણોને તેમણે ભોજનાર્થે નોતર્યા, પરંતુ ત્યાંના બ્રાહ્મણોએ આ આમંત્રણ સ્વીકાર્યું નહિ, તેથી ત્યાં વસતી શ્યામવર્ણી બીજી પ્રજાને તે મહાત્માએ બોલાવી તેમના કંઠમાં ઉપવિત્ ધારણ કરાવી તેમને બ્રાહ્મણ ઠરાવ્યા. આ રીતે ઠરાવેલા બ્રાહ્મણોએ એમ કહ્યું કે અમે શીતળ જળમાં સ્નાન નહિ કરીએ. જેથી રામચંદ્રજીએ તત્ક્ષણ પૃથ્વીમાં બાણ મારી ઉષ્ણ જળનો એક કુંડ ઉત્પન્ન કર્યો. આ કુંડમાં સ્નાન કરી તે બ્રાહ્મણો ત્યાં જમ્યા, અને તે દિવસથી તેમને અનાવળા બ્રાહ્મણ એ નામથી ઓળખવામાં આવ્યા અનાવળા એનો શાબ્દિક અર્થ પણ ઉષ્ણ જળ માગનારા એવો થાય છે. હવે આ રીતે જ્ઞાતિના અનેક વિભાગ થવાથી આપણને શા શા ગેરફાયદા થયા છે તે આપણે જોઇએ.

આ પ્રમાણે જ્ઞાતિઓના પ્રથક્ પ્રથક્ વિભાગ પડવાથી તેમનો પૂર્વનો ભ્રાતૃભાવ નષ્ટ થાય તે સ્વાભાવિક છે. આ ભ્રાતૃભાવ તથા ઉદારચરિત્રતાના અભાવને લીધે તેમના મન એકલપેટાં તથા લઘુ બનતાં ગયાં, અને દરેક જ્ઞાતિઓએ જુદી જુદી રીતનાં બંધારણો થવા માંડયાં. આથી એક જ્ઞાતિનો મનુષ્ય બીજી જ્ઞાતિમાં પ્રવેશ કરતો બંધ પડયો. વળી પરદેશ ગમન કરવાથી વટલાઇશું એ રીતની ગેરસમજને લીધે જ્ઞાતિના કેટલાક ભીરૂ પટેલીઆઓએ તેનો અટકાવ થાય તે સારૂં કેટલાક પ્રતિબંધો કર્યા. પોતાના પુત્રને ઉપવિત્ સંસ્કાર આપ્યા પછી

તરતજ ગુરૂને ત્યાં વિદાય કરવો એ જે પૂર્વેનો આગ્રહ હતો તે હવે ધીમે ધીમે શિથિલ થવા માંડ્યો. પોતાની જ્ઞાતિ નાની હોય અને તેમાંથી કન્યા ન મળે એટલે બાપ દાદાના વંશનું ઉચ્છેદન થવા લાગ્યું, અને તેની સાથે વ્યભિચારનો પણ આવિર્ભાવ થવા પામ્યો. સર્વ પાપનું મૂળ વ્યભિચાર છે એટલે તેની સાથેના દરેક દુર્ગુણ પછી ધીમે ધીમે પ્રવેશ કરતા ગયા. આથી ભવિષ્યની પ્રજા ઉત્તરોત્તર વર્ણશંકર અને દુર્ગુણ સાગર બનતી ગઇ. જ્ઞાતિબંધનો સજડ હોવાથી પોતાની જ્ઞાતિનો મનુષ્ય ગમે તેવો દુરાચરણી હોય છતાં તેની સાથે જમવા જમાડવાનો તથા કન્યા લેવા દેવાનો વ્યવહાર રાખવો પડ્યો. પણ તેમને પોતાની જ્ઞાતિમાં શુદ્ર સમાન વિચારહિત મનુષ્ય હોય તોપણ ધર્મ શાસ્ત્રોપર પગ મુકી તેને પોતાનો સગો કરવો પડે. આથી પૂર્વે જે સદાચરણ મનુષ્યો પોતાના ગુણ તથા કર્મને લીધે બ્રાહ્મણ કહેવાતા તે હવે પોતાના ગુણ કર્મ શુદ્ર સમાન હોય છતાં બ્રાહ્મણ કુળમાં ઉત્પન્ન થયા એટલેજ બ્રાહ્મણ કહેવાવા લાગ્યા. આ ઉપરાંત બીજી અનેક પ્રમાદો જ્ઞાતિબંધનને લીધે બ્રાહ્મણોમાં પ્રવેશ કરી શકી અને છેવટે તેમને આધુનિક અવનત સ્થીતિ અનુભવતા કરી મુક્યા. આ પ્રમાણે જો જ્ઞાતિભેદ ન હોતતો સૌ કોઇ સદ્ગુણી તથા સદાચારી બ્રાહ્મણોની સાથેજ પોતાનો વ્યવહાર જાળવી રાખત, અને તેથી પૂર્વના બ્રાહ્મણ ધર્મનું પાલન રહી શકત એમ માની શકાય.

---

## પ્રકરણ ૨ જું.

### પ્રાચીન વિદ્યા તથા સદ્ગુણોનો નાશ.

### આધુનિક સમયના બ્રાહ્મણોની અવનતિનું દ્વિતીય કારણ

પ્રાચીન વિદ્યા તરફ તેમનો અભાવ, અને તેથી તેનો દિન પ્રતિદિન થતો જતો નાશ તે છે.

પ્રાચીન સમયના બ્રાહ્મણોમાં જેટલે દરજ્જે વિદ્યાની ઉત્કૃષ્ટતા હતી તેટલેજ દરજ્જે આધુનિક સમયના બ્રાહ્મણોમાં તેની અવકૃષ્ટતા માલુમ પડે છે. પ્રથમનાં બ્રાહ્મણો એમ સમજતા કે **व्यये कृत वर्धत एवनित्यं विद्याधनं सर्वधनप्रधानम्** । (જેમ જેમ વિદ્યાનો વ્યય કરવામાં આવે છે તેમ તેમ તેની વૃદ્ધિ થાય છે, અને વિદ્યાધન તેજ સર્વ ધનમાં ઉત્કૃષ્ટ ધન છે.), ત્યારે સાંપ્રત સમયમાં **વિદ્યા દેવી**ની આરાધનાને એક કોરે મુકી પ્રથમથીજ **લક્ષ્મી દેવી**ની આરાધના કરવામાં પ્રવૃત્ત થતા તેઓ માલુમ પડે છે. પ્રાચીન બ્રાહ્મણોમાં એવી માન્યતા હતી કે **विद्या विहीनः पशुः**–ત્યારે અર્વાચીન બ્રાહ્મણોમાં **लक्ष्मी विहीनः पशुः** એ પ્રકારની માન્યતા ચાલી રહી છે. આધુનિક સમયના બ્રાહ્મણોને એ વાતનું ભાગ્યેજ ભાન હોય છે કે જે મનુષ્ય વિદ્યા રહિત હોય તેનું જીવન, **अजागलस्तनस्येव तस्य जन्म निरर्थकम्** । બકરીના ગળે લટકતા આંચળો સમાન નિરર્થક છે. આધુનિક સમયના લક્ષ્મીભક્તો વિદ્યાનો અર્થ શાળામાં જે શિક્ષણ આપવામાં આવે તેજ એમ કરે છે, પરંતુ તેટલો સંકુચિત તેનો અર્થ નથી. વિદ્વાન્ તથા જ્ઞાનિનો ફલિત અર્થ એમ છે કે જેને સર્વ વિષયોનું જ્ઞાન હોય તે. વિદ્યા માત્ર એક જાતની નથી, પણ અનેક પ્રકારની છે, માટે જે કોઈ સર્વ વિદ્યામાં પારંગતતા પ્રાપ્ત કરે તેજ વિદ્વાન્ કહેવાય.

સર્વ વિદ્યાનો સર્વ ભાષાઓની માતા જે સંસ્કૃત ભાષા તેમાંજ આવિર્ભાવ થયેલો છે તો તે સંસ્કૃત ભાષાનું સં-

પૂર્ણજ્ઞાન ધરાવનાર બ્રાહ્મણો આધુનિક સમયમાં કેટલા છે? જુઓ પૂર્વેના બ્રાહ્મણોમાં સંસ્કૃત વિદ્યા ભણનાર વર્ગ, અને હાલના બ્રાહ્મણોમાં સંસ્કૃત ભણતા વિદ્યાર્થીઓનો વર્ગ, અને તેને સરખાવો; સરખાવતાં એમ જ માલુમ પડશે કે સંસ્કૃત ભાષાનું પરિપઠન કરનાર તથા તેમાં પારંગત થનાર બ્રાહ્મણ વર્ગ માત્ર ગણોજ થોડો છે. જુઓ અસલના બ્રાહ્મણોનું કર્તવ્ય અને હાલના બ્રાહ્મણોનું કર્તવ્ય; અસલના બ્રાહ્મણો જ્યારે યજ્ઞાદિ કરતા તથા કરાવતા અને તેમાં અનેક જીવોની આહુતિ આપી તેમને ફરીથી સજીવન કરતા, ત્યારે હાલના બ્રાહ્મણોમાં સજીવન કરવાની શક્તિના અભાવને લીધે જીવોની આહુતિને લીધે અન્ન તથા ફળની આહુતિ આપવામાં આવે છે. જુઓ પ્રાચીન બ્રાહ્મણોની તેમની વિદ્યા બળને લીધે પ્રાપ્ત થયેલી શક્તિ, અને આધુનિક સમયના બ્રાહ્મણોમાં વિદ્યા બળના અભાવને લીધે થતો જતો તે શક્તિનો નાશ; અસલના બ્રાહ્મણોની અપાર શક્તિને લીધે કોઈ તેમને ઉપદ્રવ કરતું નહિ, અને કદી જો ઉપદ્રવ થતો તો તેઓ હેરાન કરનારને શ્રાપ દેઈ બાળી બસ્મવત્ ફરી નાંખતા, તથા કોઈના ઉપર સંતુષ્ટ થતા તો તેને વરદાન આપી ન્યાલ કરતા; ત્યારે હાલના બ્રાહ્મણોમાં "સતી શ્રાપ દે, નહિ અને વાંઝણીનો લાગે નહિ" એ ઘાટ થયો હોય તેમ જણાય છે. જુઓ અસલના બ્રાહ્મણોના ષટ્કર્મ, અને હાલના બ્રાહ્મણોના ષટ્ કર્મ; અસલના બ્રાહ્મણો જ્યારે સ્નાન સંધ્યા, જપ, હોમ, દેવતા તથા અતિથિ પૂજન અને વૈશ્વદેવ એ ષટ્કર્મ કરતા, ત્યારે હાલના બ્રાહ્મણોને ષટ્કર્મો ક્યાં ક્યાં છે તેનું પણ ભાન ભાગ્યેજ હોય છે, અને પૂરેપૂરો ગોત્રો-

ચ્ચાર ન આવડે તો પછી પૂરેપૂરી સંધ્યા કે વૈશ્વદેવનું જ્ઞાન તો ક્યાંથીજ હોય.

પૂર્વેના બ્રાહ્મણો સત્યવાદી હતા તો હાલના બ્રાહ્મણો અસત્યનિધિ થઈ પડયા છે. તેમનામાં જ્યારે કામક્રોધાદિ ષડ્‌રિપુઓ ત્રાસ પામી નાશી જતા ત્યારે હાલના બ્રાહ્મણોમાં તે ઘર કરી વસ્યા છે. પૂર્વેના બ્રાહ્મણો **વસુધૈવ કુટુંબકમ્** સમગ્ર જગતને પોતાના કુટુંબ સમાન માનતા તો હાલના બ્રાહ્મણો પોતાના પુત્ર પીતા કે સહોદર તરફ પણ ઈર્ષ્યા રાખતા પાછી પાની ભરતા નથી. પ્રાચીન બ્રાહ્મણોમાં અભિમાન કે ગર્વનો લેશ માત્ર પણ પ્રાદુર્ભાવ ન થતો; ત્યારે હાલના બ્રાહ્મણો અભિમાન તથા ગર્વના ઉચ્ચ શૃંગે પહોંચેલા હોય તેમ માલુમ પડે છે. પૂર્વેના બ્રાહ્મણો બ્રહ્મજ્ઞાની તથા ત્રિકાળદર્શી હતા, તો હાલના બ્રાહ્મણોને ભૂત કે વર્તમાનનું પણ પૂરૂં જ્ઞાન ન હોય તો પછી ભવિષ્યની તો વાતજ શી ! પ્રથમના બ્રાહ્મણો ચાર વેદ તથા અરાઢ પુરાણનો અભ્યાસ કરી પારંગત થતા ત્યારેજ શાસ્ત્રી, પુરાણી, તથા મહાત્મા ઈત્યાદિ સંજ્ઞાઓને લાયક થતા, ત્યારે હાલના બ્રાહ્મણોએ માત્ર થોડું ઘણું સંસ્કૃત તથા સ્હેજસાજ જ્યોતિષનું જ્ઞાન પ્રાપ્ત કરી જ્યારથી ચકરડું બાંધવા માંડયું, ત્યારથીજ તેઓ ઉપરના જ્ઞાન સૂચક શાસ્ત્રી, પુરાણી, મહાત્મા ઈત્યાદિ સંજ્ઞાઓને લાયક થયા એમ મનાય છે.

આ સર્વ ઉપરથી એમજ ઉપલબ્ધ થશે કે હાલ તો "પંથી ગયા ને પગલાં રહ્યાં" તેવો ઘાટ થયો છે. હશે ! પણ "ન મામા કરતાં કાણો મામો સારો" એ કહેવતને અનુસારે આધુનિક અવનત સ્થીતિમાં પણ જેઓએ એટલું

પણ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તેમને ધન્યવાદ ઘટે છે.

હાલ વિદ્યા કોને કહે છે? બે ચાર ગુજરાતી, બે ચાર અંગ્રેજી ચોપડીઓમાં ભણ્યા, અને વાંચતાં લખતાં આવડ્યું એટલે વિદ્યાની અવધિ આવી રહી. આથી વધુ હોય તો મેટ્રીક કે છેવટે બી. એ. અને એમ. એ. થયા એટલે તો બસ. અરે, પણ તેય ક્યાં છે? હાલમાં કોલેજોમાં ભણતા બ્રાહ્મણથી ઇતર જ્ઞાતિઓના વિદ્યાર્થીઓ અને બ્રાહ્મણ જ્ઞાતિના વિદ્યાર્થીઓની સરખામણી કરો, તેમાં પણ ઇતર ભાષા સંસ્કૃત લેનારા બ્રાહ્મણો કેટલા છે, તેનો વિચાર કરો. હાલના બ્રાહ્મણોમાં શાસ્ત્રિય કે પૌરાણિક વિદ્યા ભણવાની આકાંક્ષા રાખનાર વર્ગ કેટલો છે તે તપાસો; અને તે ઉપરથી હાલના બ્રાહ્મણોને પોતાની પ્રાચીન, પવિત્ર, સર્વ ભાષાઓની જનની સંસ્કૃત ભાષા તરફ કેટલો પ્રેમ તથા વલણ છે. તે જણાઈ આવશે. આ ઉપરથી એમ કહેવાનો આશય નથી કે આંગ્લ ભાષાનો તિરસ્કાર કરવો જોઇએ. અલબત ! આ જીવિકા પ્રાપ્તિ અર્થે તેના અભ્યાસની આધુનિક સમયમાં ખાસ આવશ્યકતા છે. તે રાજ્યભાષા છે, એટલે તે માનનીય ગણાય તે સ્વાભાવિક છે, અને વળી ઇંગ્રેજી જ્ઞાન વિનાના મનુષ્યનો ભાવ પૂછાવો મુસ્કેલ છે એમ જાણી તે ભાષા શીખ્યા વગર છુટકો નથી. પરંતુ ઇંગ્રેજી રાજ્યભાષા એટલે તેનો સત્કાર કરવો, અને જુની પુરાણી સંસ્કૃત ભાષાનો ઝાઝો ખપ નહિ થવાથી તેનો તિરસ્કાર કરવો, તે શું? યાદ રાખો કે તમારા કર્તવ્ય તથા ધર્મનો બોધ ઇંગ્રેજી પુસ્તકો નહિ આપે, પરંતુ તે તો તમારી જુની પુરાણી, તથા અગવણના કરાયેલી સંસ્કૃત ભાષા જ આપશે. ઇંગ્રેજી ભાષા સ્વયં

બનેલી હોય તેમ તો છેજ નહિ, એમ હોય તો Sanskrit is the mother of all languages એમ કહેવાનું શું પ્રયોજન ?

વિદ્યા ભણવી તે માત્ર ઉદર નિર્વાહાર્થેંજ ભણવી તેમ નથી, તથા નોકરી કરી પૈસા મેળવવા તેમાં જીંદગીનું સાર્થક નથી; પરંતુ પોતાના આત્માની ઉન્નતિ કરવી અને તેનો બોધ આપી બીજાને પણ તે સુપથે દોરવા એજ બ્રહ્મપુત્રો, તમારા પ્રાચીન ઋષિઓની માફક તમારૂં પણ કર્ત્તવ્ય છે.

———:o:———

## પ્રકરણ ૩ જું.

### ધર્મનાશ તથા નિત્યકર્મનો અભાવ.

પ્રાચીન વિદ્યાના લોપને લીધે પ્રાચીન ધર્મ પણ હાલ નષ્ટપ્રાય થયો છે. પુર્વે જ્યારે એક સનાતન હિંદુ ધર્મ પાળવામાં આવતો, ત્યારે હાલના બ્રાહ્મણો વિવિધ ધર્મનું પાલન કરતા હોય તેમ માલુમ પડે છે. કોઈ હોય શૈવ મતનો તો કોઈ હોય વૈષ્ણવ મતનો; કોઈ હોય સ્વામિનારાયણના પંથનો, તો કોઈ હોય અંબા ભક્ત; અને કોઈ હોય આર્ય સામાજી તો કોઈ પ્રાર્થના સામાજી; આ રીતે અનેક પંથો આધુનિક બ્રાહ્મણોમાં ચાલતા હોય તેમ જણાય છે. વાસ્તવિક રીતે જોતાં સર્વધર્મ એકજ માબાપનો પરિવાર છે, છતાં પણ તે તરફ સમાન દૃષ્ટિ રાખવાને બદલે પોતે પાળતા ધર્મનોજ ડંકો ઢુંટી પરધર્મની નિંદા કરવી એમાંજ કેટલાક પોતાની જીંદગીની સફલતા માને છે. વળી જરા મત ફેર હોય તો એક બીજા સાથે

લઈ કોર્ટે ચઢે લોકોએ પુણ્યને અર્થે આપેલા દ્રવ્યનો દુર-પયોગ કરવા પણ તેઓ ચુકતા નથી.

આ ઉપરાંત ધર્મને અધમ સ્થીતિમાં લાવનાર આધુનિક સમયના ભગવાં વસ્ત્ર ધારી સંસારી માયામાંથી મુક્ત થયાનો ખોટો ડોળ કરી લોકોને ભમાવી માયામાં મચ્યા રહેતા કેટલાક સાધુ નામી સાધુઓનુ અસ્તિત્વ તે પણ છે. સાધુત્વ પ્રાપ્ત કરવું તે દુર્ઘટ છે; અને જો તેમ હોય તો સંસારમાં રહી સદાચરણથી વર્તી ઇશ્વિર સ્તવન કરવું તેજ શ્રેષ્ઠ છે. હાલના કેટલાક સાધુઓ શા સંયોગોને લીધે સાધુ બનેલા જણાય છે? માબાપ કે કોઈ નિકટનું સગું સારી શિખામણ દે, અને તે ભાઇને ન પાલવે એટલે રીસાઈ ભાઈ બને બાવા; કાંતો ઉદર નિર્વાહાર્થે દ્રવ્યોપાર્જન કરવાની શક્તિ ન હોય, અને ગૃહ સંસારથી કંટાળો ઉપજે એટલે બાવા બની ભગવાં વસ્ત્ર ધારણ કરી **भिक्षान्देहि** કરતા ઘેરઘેર ભટકે ખરા, વૈરાગ્ય તથા જ્ઞાનથી થયેલા સાધુઓ કેટલા હોય છે? આ ઉદર પોષણાર્થે થયેલા સાધુઓ પછી ધર્મોન્નતિ શી કરે!

અનેક ધર્મો થયાની સાથે ધર્માચાર્યો પણ અનેક થયા. અને તેઓએ રાજ્યસુખ ભોગવવાની લાલચે રાજા-કરતાંપણ વધુ ઠાઠ રાખવા માંડયો. આથી પોતાનું કર્તવ્ય શું છે તેનું તેમને ભાગ્યેજ ભાન રહ્યું. દિગ્વિજયી ધર્મોદ્ધારક આદિ શંકરાચાર્યે આ પ્રમાણે વિભવ રાખ્યો હતો? ના બિલકુલ નહિ. તે મહાત્માઓએ તો અનેક સંકટ સહન કરી નષ્ટ પામેલા પ્રાચીન હિંદુ ધર્મનો ઉદ્ધાર કરવામાં જ પોતાનું જીવન ગાળ્યું હતું. પરંતુ આ મહાત્માઓના સિદ્ધાંત ને આધુનિક સમયના ધર્માચાર્યો કેટલું

માન આપે છે? પોતે ધર્માચાર્યના પદને અનુરૂપ કેટલી વિદ્યા પ્રાપ્તિ કરે છે તે કહેશો?

ત્યારે આધુનિક ધર્માચાર્યોનું શું કર્તવ્ય છે? વિદ્યાનો સંપૂર્ણ અભ્યાસ કરી સદ્‌વર્તન રાખી પોતાના ધર્માનુયાયીઓ પર ધર્મની અગત્યતાની પૂરી છાપ બેસાડવી તેજ તેમનું કર્તવ્ય છે. પ્રાપ્ત લક્ષ્મીનો ગેરઉપયોગ કરી અનેક વિલાસ ભોગવવા તે તેમનું કર્તવ્ય નથી. આ દ્રવ્યનો ખરો હેતુ વિદ્યાભ્યાસ કરવાને અશક્ત હોય તેવા બ્રાહ્મણ વિદ્યાર્થીઓ તથા અન્ય વર્ણના મનુષ્યોને અન્ન વસ્ત્ર આપી પ્રાચીન વિદ્યાનો ઉદ્ધાર કરવો તેજ છે. સંસારની માયાના પાશથી હેમને વિરક્ત રહેવાની જરૂર છે. પોતાના ધર્મની અભિવૃદ્ધિ એજ તેમનું લક્ષ્યબિંદુ હોવું જોઇએ, પરંતુ મત ભેદ સારૂ એક બીજાના ધર્મની નિંદા કરી લઢી મરવું તે તેમનું કર્તવ્ય નથી.

આથી પણ એક અગોચરપણે પ્રાચીન ધર્મનો નાશ થતા હોય તેમ જોવામાં આવે છે. આ પાશ્ચિમાત્ય પ્રજાએ સ્થાપિત કરેલી વિદ્યાપદ્ધતિ અને તેમણે પૂર્વના ઋષિ તથા ઋષિપત્નિઓની માફક ધારણ કરેલી પદવી તે છે. તેમની તરફથી આપણા પ્રાચીન ધર્મનો બે રીતે નાશ થતો જોવામાં આવે છે.

**હિંદુ ધર્મનો બહિર્નાશ**—આપણે જોઇએ છીએ કે આધુનિક સરકાર કોઇ ધાર્મિક સંસ્થાને અટકાવ કરતી નથી. આથી અનેક હિંદુધર્મથી ઇતર ધર્મોપદેશક સંસ્થાઓ સ્થપાય છે. આ સંસ્થાઓના પ્રયાસથી કેટલાક હિંદુઓ સ્વકીય ધર્મનો ત્યાગ કરી પરકીય ધર્માવલંબી બને છે. અને

***यः स्वधर्मं परित्यज्य परकीयमधिगच्छति ।**
**स शूद्रवद् बहिष्कार्यः सर्व कर्मसु साधुभिः ॥**

એ એક મહાત્માની ઉક્તિ અનુસાર અધમમાં અધમ શુદ્રની સ્થીતિ અનુભવે છે. આથી સર્વ કોઇ કબુલ કરશે કે પ્રાચીન હિંદુધર્મને આવા પ્રકારની સંસ્થાઓથી ઘણુંજ સહન કરવું પડે છે.

આ ઉપરાંત સરકારે સ્થાપેલી કેળવણીની પદ્ધતિ પણ પ્રાચીન હિંદુધર્મના પાયાને નરમ બનાવવામાં સહાયભૂત બને છે. હિંદુસ્તાનમાં પ્રથમ કેળવણીની પદ્ધતિ સ્થાપતી વખતે મુંબાઇના પ્રથમના ગવર્નર માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનનું આ પ્રમાણે કહેવું થયું હતું.

☙ "In the meantime the dangers to which we are exposed from the sensitive

---

* જે પોતાના ધર્મનો ત્યાગ પરકીય ધર્મનું સેવન કરે છે તેનો સાધુ પુરૂષોએ શુદ્રની પેઠે તિરસ્કાર કરી બહિષ્કાર કરવો જોઇએ.

ઉપરના સદ્‌ગૃહસ્થોનાં વચનોનો ભાવાર્થ આ પ્રમાણે છે.

☙ "હિંદુ પ્રજા અને આપણી વચ્ચે હજુ ઘણું અંતર હોવાથી આપણે બે બાબતોનો ભય રાખવો આવશ્યક છે. પ્રથમતો એ કે હિંદુધર્મ જે અદ્યાપિ પર્યંત તેની જાગ્રત અવસ્થામાં છે તેને નાબુદ કરવો તે, અને બીજું એ કે તે કાર્ય સિદ્ધ થયા પછી આપણા પગ આ ભુમિપર ઠેરવવા તે. આ અવશ્યકતાને લીધે હિંદુ પ્રજાને આપણા સિદ્ધાંતોથી માહિતી આપી આપણા ઉદ્દેશ. પ્રમાણે કેળવણીનો તેમનામાં પ્રચાર કરવાની જરૂર છે."

character of the religion of the natives, and slippery foundation of our Government, owing to the total separation between us and our subjects, require the adoption of some measure to counteract them, and the only one is, to remove their prejudices and to communicate our own principles and opinins by the diffusion of our rational education.

વળી પાર્લામેન્ટના સભાસદ્ લોર્ડ ચાર્લ્સ ટ્રેવેલીયન પણ આ વિષય પરત્વે નીચેના ખુલ્લા શબ્દોમાં કબુલ કરે છે કે.—

* "What we are doing is not to en-

* "હાલ આપણે જે કાંઇ કરવાનો ઇરાદો રાખીએ છીએ તે પ્રાચીન હિંદુધર્મના આલંબન સ્તંભરૂપ બ્રાહ્મણોની સાથે અયોગ્ય અને તામસી યુદ્ધ કરવાં તે નથી. પરંતુ તેમને હાલ મળતા તેમના ધાર્મિક જ્ઞાનથી ઉચ્ચતર જ્ઞાન મળે તેવી જાતની કેળવણી આપવાને આપણે પ્રયત્ન કરવો જોઇએ. આપણી નવિન પદ્ધતિને લીધે તેમના મન ઉપર પડેલા ધાર્મિક સંસ્કારો દૂર થશે. વળી ખાત્રી છે કે ઉછરતી પ્રજા થોડા સમયમાં આપણી વિદ્યા પદ્ધતિનેજ અનુસરશે, અને તેથી તેમની પ્રાચીન વિદ્યા તથા ધર્મ-રીતિનો પૂરેપૂરો નાશ થશે. તેટલા સારૂ આપણે આ પ્રજાની વર્તણુકમાં કાંઇ અસરકાર અવનવો ફેરફાર કરવા માગતા હોઇએ તો આપણે તેમને તેમની યુવાવસ્થામાંથી જે માર્ગે લેઇ જવા ઇચ્છતા હોઇએ તે

ter into an unseemly and irritaing conflict with the upholders of this ancient system ( Hinduism ), but to give an entirely new key to the natives, opening to them a very superior knowledge. The first effect of this new introduction to a system is *to destroy entirely the influence of the ancient system upon their minds.* In most instances they are never even initiated in it- It is a great truth that the rising generation becomes the whole section in the course of a few years and that if we desire to make up any effectual change in the character of the people, we must take them when they are young, and train them in the way we have them go ; all our money then will be well laid out ; we shall

---

પંથે તેમને દોરવાની જરૂર છે. આ દિશામાં જે કાંઇ દ્રવ્ય તથા શક્તિનો વ્યય થશે તે છૂટે ઉગી નીકળશે. આ કાર્ય સિદ્ધ થવાથી આપણને અન્ય પ્રતિવાય નહિ નડે. નમ્ર અને આધીન થયેલી પ્રજાની સાથે પછી આપણે કામ પાડવું સુલભ પડશે. આ ઉપરાંત એક સત્તાવાન્ અને બુદ્ધિશાળી યુવાન વર્ગ ભવિષ્યમાં ઉત્પન્ન થશે અને તે આપણી પદ્ધતિનોજ આશ્રયદાતા થઈ તેને તેની પૂર્ણ ઉન્નતિમાં લાવી મુકશે. ” .

have no prejudices to contend with ; we shall have supple minds to deal with ; and we shall be able to raise up a class of influencial intelligent youth who will in the course of a few years become the active propagators of our system with little or no assistance from us. "

( Modern Review. )

આ બન્ને ભવિષ્યવાદીયોની ઉક્તિઓનો આધુનિક સમયમાં સાક્ષાત્કાર થયો હોય તેમ જોવામાં આવે છે.

૨. **હિંદુધર્મનો આંતર્નાશ**--કેટલાક સમયથી પાશ્ચિમાત્ય પંડિતો અને સ્ત્રીઓ હિંદુધર્મના ઉપદેશક તરીકે બહાર પડી છે. તેઓ આપણને આપણા પવિત્ર શાસ્ત્રોનું જ્ઞાન આપવાનો ડોળ કરી આપણા ધર્મ તરફ તેમના કાર્યની સિદ્ધિ અર્થે અનન્ય પ્રેમ દર્શાવવા ચુકતા નથી. આમાંના કેટલાકને આપણા માન્યવંતા સરકાર તરફથી પણ પોતાનો ઉદ્દેશ પાર પાડવાને અર્થે અનુમોદન મળતું હોવું જોઇએ, કારણ કે તેઓ યુરોપીયન હોવાથી કલાકોના કલાકો સુધી રાજ્યાધિકારી વર્ગની સાથે એકાંતમાં વાતો કરવા શક્તિમાન છે. સરકારનો તેમના ઉપર પૂર્ણ વિશ્વાસ છે, એમ નહોય તો એક પાશ્ચિમાત્ય સ્ત્રીને હિંદુ રાજાઓની વિશ્વાસ પાત્ર સલાહકાર થવા સરકાર કેમ દે ?

સરકાર આ વિદુષી બાઇએ કાશીમાં સ્થાપેલી "સેન્ટ્રલ હિન્દુ કાલેજ " ને માટે મરીમથે છે. આનુ કારણ શું! કારણ માત્ર એજ કે તે એક પાશ્ચિમાત્ય સ્ત્રીને હાથે સ્થ-

પાઈ ાં. આ ઉપરાંત વધુ આશ્ચર્યની વાત એ છે કે આ કોલેજ ના બોર્ડમાં આ બાઈ અધ્યક્ષ તરીકે છે, અને હિંદુ ધર્મનો ડંકો રાખનાર કાશીના પંડિતો અને મહામહો પાધ્યાયો તે બોર્ડમાં માત્ર સભાસદ્જ છે, અને તેઓ સ્વેચ્છાથી તેની સેવા ઉઠાવે છે. આ ઉપરાંત અનેક જર્મન સ્ત્રીઓને હાથે તે બાઇએ સ્થાપેલી કન્યાશાળાઓમાં હિંદુ બાળાઓને ધાર્મિક શિક્ષણ આપવામાં આવે છે. વળી રાણીઓના અંતઃપુરમાં પણ ધાર્મિક શિક્ષક તરીકે આ વિદુષી બાઇઓનો પગપેસારો થવો શરૂ થયો છે.

માટે આ વિષાદ્રૂપ ચમત્કારને-મહાશયો, તમારી દૃષ્ટિ સન્મુખ રજુ કરો ! તેનો પૂર્ણ વિચાર કરતાં ખાત્રી થશે કે હિંદુ ધર્મ જેનો સદુપદેશ કરવાનો પૂર્વે તમારા પૂર્વજોને જ અધિકાર હતો તે હિંદુ ધર્મના ઉપદેશકો હાલ અન્ય બન્યા છે; અને તેમનો પૂર્વેના ઋષિઓ તથા ઋષિપત્ની સમાન સત્કાર કરવા તહમારા બ્રાહ્મણો જ ચુકતા નથી. આ સર્વ શાથી ? કારણ માત્ર એજ કે તમે તમારો પૂર્વનો ધર્મ તથા વિદ્યા ગુમાવી બેઠા છો. જર્મન સ્ત્રીઓને હાથે ધાર્મિક શિક્ષણ લેતી તહમારી બાળાઓનો “ રામ રામ ” એ શબ્દનો ઉચ્ચાર સમગ્ર બ્રાહ્મણ કોમ અરે ! સમસ્ત હિંદુ પ્રજા મૃત્યુ વશ થઈ હોય અને તેના શબની પાછળ જેમ રામ રામ શબ્દો ઉચ્ચારવામાં આવે તેમ દર્શાવી આપે છે.

**કર્મનાશ**—ધર્મનું તાત્પર્ય નહિ સમજવાથી પૂર્વેનાં ષટ્ કર્મો તથા આચારનો પણ હાલ નાશ થવા પામ્યો છે. હાલ કેટલાક બ્રાહ્મણો પોતાનું ષટ્ કર્મ કરતા માલુમ પડે છે ? એક હઝાર બ્રાહ્મણોમાં માત્ર એકાદ પણ વિધિવત્

કર્મ કરતો હોય તો ઠીક. હાલતો એવું ચાલે છે કે સ્નાન કર્યું, સંધ્યા કરવા બેઠા, બે ચાર પાણીના છાંટા આમ તેમ નાંખ્યા, પ્રાણાયામ કર્યા ન કર્યા, ગાયત્રીનો મંત્ર જપ્યો ન જપ્યો, બે ચાર આચમનીઓ ભરી પાણી મોઢામાં નાંખ્યું એટલે બે ત્રણ મિનિટમાં સંધ્યા પુરી થઇ. દેવને પાણીમાં ઝબોળી ચાંલ્લો કરી, દીવો કર્યો અને આરતી ઉતારી ખાવા બેઠા. વૈશ્વદેવને અતિથિ પુજન તો સમજે જ કોણ ! હશે, પણ આટલું કરતી વખતે પણ પોતાનો જીવ બીજે ઠેકાણે ભટકતો ન હોય તો સારૂં પણ તેતો કેમ બની શકે ? ખોળીયું પુજા કરે અને મનતો ક્યાંય વિચારમાં વ્યગ્ર થયું હોય. હાલ આવી રીતના ષટ્ કર્મો બ્રાહ્મણોમાં ચાલી રહ્યાં છે. સમય તથા સ્થીતિ ધ્યાનમાં લેતાં એટલું પણ ઠીક છે. પરંતુ કેટલાક તો એટલું પણ કરતા નથી. તેઓતો માત્ર રોટલા સ્નાન કરી, કપાળમાં ચાંલ્લો કરી ન કરી ખાવા બેશી જાય છે.

પૂર્વના બ્રાહ્મણોમાં ષટ્ કર્મોનું યથાર્થ પાલન થવાથી તેમની મુખમુદ્રા પર કેટલું બ્રહ્મતેજ મારતું, અને હાલમાં તેના અભાવને લીધે તેમાંની કેટલી શક્તિ ત્હમારામાં રહેવા પામી છે અને ત્હમારા મુખ ઉપર કેટલું બ્રહ્મતેજ દિપવાથી અન્ય લોકો ત્હમે બ્રાહ્મણ છો એમ ઓળખી શકે છે તેનો મહાશયો, વિચાર કરો !

———:o:———

## પ્રકરણ ૪ થું.

### અનિષ્ટ રીવાજોનો પ્રાદુર્ભાવ.

પ્રાચીન વિદ્યા તથા ધર્મના લયથી અવનત થયેલી સ્થીતિને વધુ અધોગત કરનાર વિદ્યાના અભાવને લીધે પ્રવિષ્ટ

થયેલા કેટલાક અનિષ્ટ રીવાજો છે. આ અનિષ્ટ રીવાજો જ્ઞાતિવરા, બાળલગ્ન, કન્યાવિક્રય, દ્વિજિયા પરદેશગમન પ્રતિ જ્ઞાતિપ્રતિબંધ, સ્ત્રીઓમાં રોવા કુટવાનો રીવાજ તથા ફટાણા ગાવાનો રીવાજ ઈત્યાદિ છે.

આ રૂઢિઓ આપણામાં કેટલે સુધી વાસ કરી રહી છે, અને અનેક નુકશાનો છતાં આપણે તેના કેટલા ગુલામ બન્યા છીએ તે આપણે તપાસીએ.

૧ **જ્ઞાતિવરા ને તેથી થતું નુકશાન**—વિદ્યાના નાશની સાથે લક્ષ્મીનો પણ નાશ થાય તે સ્વાભાવિક છે, છતાં પણ અત્યંત મહેનતે પ્રાપ્ત કરેલી લક્ષ્મીનો ખોટી રીતે વ્યય કરાવનાર જ્ઞાતિવરાએ એક સબળ સાધન છે. માત્ર એકજ રાત્રીના વાળુ માટે હજારો રૂપિઆનો ભોગ પ્રત્યેક બ્રાહ્મણની જ્ઞાતિઓમાં લાલ થઈ રહ્યો છે. પોતાની શક્તિ જ્ઞાતિભોજન કરવાની ન હોય છતાં તેને અતિક્રમી રૂપીયા વ્યાજે લેઈ, ઘરબાર વેચી, ગમે તેમ કરી પણ જ્ઞાતિભોજન કરાવવામાં બ્રાહ્મણો બિલકુલ પાછી પાની ભરતા નથી. અહા શું શૂરત્વ ! કેટલી ધૃષ્ટતા ! કેટલો ટેક ! વાહ ! બ્રાહ્મણો ત્હમારી બલિહારી !

અરે ! પણ, ભાઈઓ, આવા પ્રકારનું શૂરત્વ આ ટેક, આ ધૃષ્ટતા ત્હમારૂં મૂર્ખત્વજ સુચવી આપે છે. **तातस्य कूपोऽयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबन्ति** "આ કુવો આપણા બાપનો છે માટે તેમાંજ ડુબી મરવું" એ માન્યતાવાળાની ગણના શૂરા, ટેકીલા કે ધૃષ્ટ મનુષ્યની પંક્તિમાં કરવામાં આવતી નથી તેમનું લેખું તો માત્ર કાપુરૂષ ( બાયલા ) માંજ થાય છે. જ્ઞાતિ ભોજનથી સમગ્ર જ્ઞાતિ મનુષ્યોને કેટલું નુકશાન થાય છે તેનો વિ-

ચાર ક્યાં છે ? જ્ઞાનેન્દ્રિયનો નાશ થયો હોય તો જુઓ !

જમવાની લાલચથી વિદ્યાભ્યાસ પર પુરતું લક્ષ્ય ન રહે તે તો સ્વાભાવિક જ છે. આથી ન્હાની વયના બાળકોનો સ્વાર્થ બગડી તેમની શરૂ થતી વયમાંજ તેઓ મોદકભટ બની **मोदकान् स्वादन्ते ब्राह्मणाः** એ ઉક્તિને લાયક થાય છે. તેમને પૂછો કે જ્ઞાતિમાં જઈ શાક પીરસવાનું વા નિશાળે જઈ વિદ્યાભ્યાસ કરવાનું એ બેમાંથી તેમને કયું વધુ પ્રિય છે, તો તેઓ જ્ઞાતિમાં જઈ શાક પીરસવા તરફજ પોતાની પસંદગી બતાવશે. ધંધો કરતા મનુષ્યો પણ મોદક માટે વહેલા આવવા તલપાપડ થઈ રહેશે. રજા નહિ મળે તો છાનામાના પણ જતા રહેવાનું નહિં ચુકે. બીજે દિવસે શેઠનો ઠપકો ખાવો પડે તો ફીકર નહિ, નોકરી જાય તો ફીકર નહિ, પણ લાડુ ન ચુકવા એજ તેમનો પરમ સિદ્ધાંત હોય છે. આ ઉપરાંત અનેક યુવકોને દુર્વ્યસન શીખવનાર પણ જ્ઞાતિવરાજ છે એ તપાસ કરતાં માલુમ પડશે. જ્ઞાતિ વરાથી તહમારો ધર્મ પણ કેટલો સચવાય છે તેનો વિચાર કરો.

**चांडालश्च वराहश्च कुकुरश्च तथैव च ।**
**रजस्वला च पंढश्च नेक्षरन्नश्नतो द्विजान् ॥**

અંત્યજ, વરાહ ( સુવર ), કુતરૂં, રજસ્વલા સ્ત્રી, તથા નપુંસક એટલા જણ દેખે તેમ દ્વિજે જમવા ન બેસવું એમ મનુ કહે છે તો હાલતો નજરે દેખવાની તો શી વાત, પણ કુતરાં બલાડાં બ્રાહ્મણો જમવા બેઠા હોય ત્યાં

---

*આવી રીતનાં અનેક દૃષ્ટાંતો ઉદીચ્ય સહસ્ત્ર બ્રાહ્મણની જ્ઞાતિમાં નિરખવામાં આવે છે.

તેમને ધક્કા મારીને પસાર થાય છે. વળી મહા અપવિત્ર સ્થાનોમાં ન્યાતો જમવા બેસે છે. મુત્રાશય કે સંડાસ હોય ત્યાં લાડુ દાળ કે શાક વિગેરે વાસણ પીરસતી વખતે મુકવામાં આવે છે. આ ઉપરાંત જ્ઞાતિ મનુષ્ય ગમે તેટલો અપવિત્ર હોય દુર્વ્યસની હોય, દુરાચારી હોય, શુદ્રસમાન હોય છતાં પણ તેની સાથે બેશી જ્ઞાતિભોજન કરવું પડે છે.

આ ઉપરથી એમ કહેવાનો ઉદ્દેશ નથી કે જ્ઞાતિભોજન તદ્દન બંધ થવાં જોઇએ. ભલે, ઉપરના નિયમો સચવાતા હોય તથા બીજી કોઈ રીતે જ્ઞાતિ ભાઇઓને નુકશાન ન થતું હોય તો તે કરો; પરંતુ જ્યાં ગૃહ વેચી કેવળ ટેકની ખાતર મરી મથી જ્ઞાતિભોજન કરવામાં આવતાં હોય તે તો મુખ્યત્વે કરીને બંધ કરવાંજ જોઇએ. નામ તથા કુળની ખાતર આ પ્રમાણે જે જ્ઞાતિવરા કરવામાં આવે છે તેથી કરજ કરનાર પીતાના પુત્રને અંત્યે કેટલું વેઠવું પડે છે તેનો વિચાર કરો. કરજ કરી કરનાર પિતાની ભવિષ્યની પ્રજાને જન્મથીજ દુર્દશા ભોગવવી પડે છે. નાની ઉમ્મરમાંથીજ તેને. ઉદરપોષણાર્થે પૈસા કમાવાની જરૂર પડે છે, અને તેથી તેને પોતાનો વિદ્યાભ્યાસ ત્યાગવો પડે છે. વળી પૈસાની તંગીને લીધે તથા વિદ્યાના અભાવને લીધે કોઇને ત્યાં જૂજ પગારમાં ગુમાસ્તા, તરીકે અથવા તો મીલમાં હલકી નોકરીએ તેને રહેવું પડે છે. આ ટુંકા પગારમાં તે પોતાનું તથા પોતાના કુટુંબનું પોષણ કરે કે પોતાના પીતાએ ખોદેલ ખાડા પૂરે ? આ પ્રમાણે જેમ તેમ કરી પરાણે નિર્વાહ કરી પેટ ઉપર પાટા બાંધી પીતાએ પાછળ મુકેલું દેવું વાળી બીચારો તે પુત્ર અધમુઓ થઈ જાય, એટલામાં કોઈ વૃદ્ધ વા યુવાન માણુસ ઘરમાંથી મરી

જાય તો તો તેના ભોગ જ મળ્યા. તે બિચારો દેવા વાળ-વામાંથી તો ઉંચો ન આવ્યો હોય અને બીજા રૂપિયા વ્યાજે લેઈ મરનારની પાછળ જ્ઞાતિભોજન ખાસ ટેકની ખાતર કરાવવું પડે નહિ તો નાક કપાઈ જાય. આમ થવાથી ઉત્તરોત્તર તેની અધમ દશા પ્રાપ્ત થતી જ જાય. વળી ઘરમાંના યુવાન તથા વૃદ્ધ મળી જેટલાં મનુષ્ય હોય તેટલાંની મરે ત્યારે ન્યાતો કરવીજ પડે અને તેટલા હઝાર રૂપિયા તે બિચારાને પરાણે પણ ખરચવા જ પડે. કહો, આ કુળને પછી સુખી અવસ્થા ક્યારે પ્રાપ્ત થાય ?

માટે ભાઇઓ તમારી સાંપ્રત સ્થીતિનો વિચાર કરો. પ્રત્યુત્પન્નમતિ થાઓ. યદ્‌ભવિષ્યતિ નામના મત્સ્યનું કાલ્પનિક દૃષ્ટાંત યાદ કરો. "ભૂલ્યા ત્યાંથી ફરીથી ગણો" એ કહેવત ધ્યાનમાં લેઈ આ રીતે થતો પૈસાનો ખોટો વ્યય દૂર કરો. સુખી હોતો બ્રાહ્મણ કોમની ઉન્નતિના અન્ય માર્ગ પકડો. બ્રહ્મ બાલકોને માટે શાળાઓ સ્થાપી તેમની નષ્ટપ્રાય થયેલી વિદ્યાનો પુનરોદ્ધાર કરો. બ્રહ્મ બાળકોને સુશિક્ષણ આપી તેમનું ભવિષ્યનું જીવન સુધારો. નિરાધાર બ્રાહ્મણ બાળકોને વિદ્યોત્તેજન મળે તે સારૂ બોર્ડીંગો સ્થાપો, અથવા શાળાઓ અને વડીશાળાઓ (colleges) માં સ્કોલરશીપો સ્થાપી નામ અમર કરો. બ્રાહ્મણ યુવાનોને કંઇ સારા ધંધે લગાડી તેમનું ભવિષ્યનું જીવન સુખમય કરી આપો. આ દિશામાં થયેલો લક્ષ્મીનો વ્યય નિરર્થક નહિ જાય, પણ તેના સ્વાદિષ્ટ ફળ સમગ્ર બ્રાહ્મણ કોમ ચાખશે. માત્ર જ્ઞાતિ ભોજનમાં પ્રત્યેક વર્ષે થતો લક્ષ્મીનો ભોગ અટકાવશો તો અલ્પ સમયમાં ત્હમે તરી આવશો. આ બાબતમાં ત્હમારાથી ઉતરતી વણિક જેવી જ્ઞાતિઓનાં પણ ત્હમારે દૃષ્ટાંત લેવાં

આવશ્યક છે. જ્ઞાતિવરા બંધ થયા એટલે મોદકપ્રિય મનુષ્યો જરૂર ત્હમારી નિંદા કરવા તત્પર થશે, અને છેવટે ગાલિપ્રહાર પણ કરવા ચુકશે નહિ. પણ તે બોલીનેજ રહેશે. સમજુ તથા બુદ્ધિવાન્ વર્ગની દૃષ્ટિએ ત્હમારૂં કાર્ય સ્તુતિપાત્રજ ગણાશે. નિરાધાર બાળકને આશ્રય મળવાથી તે ત્હમને આશીર્વાદ આપશે. આથી પરમાર્થ પણ પુરે પુરો સચવાશે. પરમાર્થ જેવું બીજું પુણ્ય નથી. ત્હમારા પૂર્વેના બ્રાહ્મણો પરમાર્થી હતા તેથીજ તેઓ ઉન્નતિના ઉચ્ચ શૃંગે પહોંચ્યા હતા. જ્ઞાતિ વરામાં પરમાર્થ છે એમ માનતા હોતો તે ત્હમારી માન્યતા તદ્દન ભુલ ભરેલી છે. જ્ઞાતિવરા પરમાર્થ નથી, પરંતુ તે જ્ઞાતિ બાળકોનું જીવન બગાડનાર સાધન છે. સંપની વૃદ્ધિની અર્થે જ્ઞાતિ ભોજન કરવામાં આવે છે એવો જો તેનો ઉદ્દેશ હોય તો તેમાં ઉછળતા વાંસડા તથા ટોપલીઓનો ચિતાર ત્હમારી દૃષ્ટી આગળ રજુ કરો, અને ખાત્રી થશે કે તે ઉદ્દેશનું હવે બિલકુલ પાલન થતું નથી. માટે, બ્રહ્મપુત્રો, વેળાસર ચેતી સુમાર્ગ ગ્રહણ કરો, તેથીજ ત્હમારી પૂર્વેની ઉન્નત સ્થીતિ પ્રાપ્ત થશે.

૨. **બાળલગ્ન**—આપણે પ્રથમથીજ જોઇ ગયા છીએ કે પ્રાચીન સમયના બ્રાહ્મણો વીશ વર્ષ પર્યંત તો ગુરૂને ત્યાંજ રહી વેદાધ્યયન કરવામાંજ પોતાનો સમય ગાળતા. અભ્યાસ તથા ગુરૂસેવા સિવાય અન્ય કોઇ પણ પ્રકારનો બોજો તેમના પર નહિ હોવાથી તેમનું મન અભ્યાસમાં સંપૂર્ણ રીતે પરોવાતું; અને વીશ વર્ષ વીત્યાબાદ અખંડ બ્રહ્મચર્ય તથા ધર્મશીળતા, સદાચાર, સુદ્રઢતા, જીતેન્દ્રિયતા ઇત્યાદિ સદ્ગુણો પ્રાપ્ત કરી બહાર નીકળી આવતો. સાંપ્રત સમયમાં તે સર્વ વિપરિતજ પરિણમ્યું છે.

ગુરૂગૃહનું સ્થાન હાલ શાળાગૃહોએ સ્વીકાર્યું છે. આ શાળા ગૃહમાંથી બહાર આવતા વિદ્યાર્થીઓમાં ભાગ્યેજ ઉપરના એક બે ગુણોનું દર્શન થશે. આનું કારણ શું ? કારણ માત્ર એજ કે શિક્ષણક્રમ પુરો થયા પહેલાં તો તેને લગ્નરૂપી નિગડોથી ક્યારનોએ બાંધી લીધેલો હોય છે; અને થોડું ઘણું ભણે એટલામાં તો તે એક બે બાળકોનો જનક પણ થાય છે. આટલી નાની ઉમ્મરમાં આ પ્રમાણે વીર્યહીન બનવાથી તે નિસ્તેજ અને રૂ જેવો પોચો દૃષ્ટિએ પડે તે સ્વાભાવિક છે. પૂર્વના બ્રાહ્મણ વિદ્યાર્થીઓ જ્યારે વિદ્યાભ્યાસ સંપૂર્ણ કરી પોતાની શારીરિક, માનસિક નૈતિક તથા ધાર્મિક શક્તિઓને ખીલવી ઘેર આવતા ત્યારેજ વિવાહને સારૂ યોગ્ય થતા, ત્યારે હાલની રીતિમુજબ લગ્નની યોગ્યતા ઉપનયન સંસ્કાર લીધા પછી અરે ! કોઇ કોઇ જગાએ તો ઉપવિત્ સંસ્કાર આપ્યા પહેલાં પણ થઈ એમ ધારવામાં આવે છે; અને સાથે કન્યા પણ બે વર્ષે મોટી જોવામાં આવે છે. અહા ! કેવી શોચનીય સ્થીતિ ! કેવું કજોડું !

આ રીતે ધગધગતા લોઢાની બેડીઓ પહેરાવી સંસાર સમુદ્રમાં પહેલેથીજ તેને હડસેલો હોવાથી તે બીચારો સ્ત્રી રૂપી તથા વિદ્યાસંપાદન રૂપી દ્વિગુણીત ભારનું વહન કરવા ભાગ્યેજ શક્તિમાન્ હોય છે. આ બમણો બોજો નહિ ઉપડવાથી અને વિદ્યાભ્યાસનો ઊંડો આગ્રહ નહિ હોવાથી વિર્યના થયેલા અભાવને લીધે મોળી પડેલી તેની માનસિક તથા શારીરિક શક્તિઓ પણ ભાગ્યેજ તેને વિદ્યોપાર્જન કરવા દે છે. આથી જે વયમાં તેને પોતાનું શરીર ખીલવી પ્રાચીન બ્રહ્મબાળકોનું સ્મરણ કરવાનું હોય

છે તે વયમાં તો પોતે એક બે બાળકોનો પીતા બની સ્ત્રીપુરૂષ બન્નેની અરે ! સાથે બાળકોની જીંદગી પણ ધુળ ધાણી કરી નાંખે છે. અને બન્ને અલ્પાયુષ્ ભોગવી વહેલા સ્વધામ પહોંચે છે. વળી વીર્યનો પુરેપુરો ભરાવો ન થયો હોય તે પહેલાં ઉત્પત્તિ પામેલા બાળકમાં કેટલું શૌર્ય, તથા કેટલી શારીરિક અને માનસિક શક્તિઓ હોય અને તે જ્ઞાતિનું તથા દેશનું કેટલું ભલું કરી શકે તેનો વિચાર કરો.

પણ આ બાબતમાં તે બિચારો તદ્દન નિરાધાર હોય છે એમ કહી શકાય, કારણ કે તેનું લગ્ન કરવામાં આવે છે ત્યારે સ્ત્રી શું છે તેનું તેને ભાગ્યેજ ભાન હોય છે. માટે ખરી રીતે જોતાં તો તેમાં તેના માતાપીતાજ ઉપાલભ્ય છે. તેમનામાં એવી માન્યતા ચાલી રહી છે કે "પારણામાંથી આપણું છોકરૂં ન ઝંપલાય તો આપણું કુળ શાનું ? આવી સમજના કુલાંગર માબાપોને પોતાના પુત્રના હેતસ્વી કેમ રહી શકાય ? તેમના કુલગર્વમાં પોતાના પુત્ર પુત્રી પ્રત્યે પોતાની શી ફરજ છે તે તેમને ભાગ્યેજ સાંભરે છે. પુત્ર પુત્રીનો જેમ બને તેમ જલદીથી વિવાહ કરી લાકડે માકડું વળગાડી તેમને સંસારમાં નાંખવા તેમાંજ તેઓ પોતાની જીંદગીનું સાફલ્ય સમજે છે. નાની ઉમ્મરમાંથી ગળે ધુંસરી મુકેલા તેમનાં પુત્ર તથા પુત્રવધુ તથા પુત્રી અને પુત્રીપતિ ભવિષ્યમાં સુખી થશે કે કેમ તે ખરેખર શંકાસ્પદ છે. પ્રણયવિના—લાકડે માકડું—જોડાયેલું યુગલ ભાગ્યેજ સંસાર સુખ અનુભવવા ભાગ્યશીળ થાય છે. આથી તેમને Dog and Cat life "કુતરા બલાડામાં જીવનનો" સાક્ષાત્કાર થાય એ નિઃસંશય છે. પુરૂષને સ્ત્રીની સાથે

નહિ બનવાથી તે સ્ત્રી હયાત હોય છતાં પોતે બીજી સ્ત્રી પરણવા તત્પર થાય છે, અને પ્રથમની સ્ત્રીને તુરત વિદાય ગીરી આપે છે. આ પ્રમાણે કાઢી મુકેલી સ્ત્રી પછી દુરાચરણી તથા વ્યભિચારિણી નિવડે તો તેમાં કોનો વાંક ?

માટે, મહાશયો, તમારા પુત્ર તથા પુત્રીઓને આ શોચનીય સ્થીતિમાં આવી જતાં અટકાવવા હોય તો તેમને તેમની સુકુમાર બાલિશ વયમાં લગ્નરૂપી બંધનોથી બાંધ્યા પહેલાં જરી તેમનાં ભવિષ્યનાં સુખ દુઃખનો વિચાર કરો. સ્નેહ વિના લગ્ન શોભેજ નહિ, અને સ્નેહની સમજ પુખ્ત ઉમ્મર થાય ત્યારેજ આવે. નહિ તો,

સંસાર શાસ્ત્રીઓ સ્નેહલગ્નને નહિં સત્કારે,
તો ખોટી લગ્ન વેલો ફાલશે;
ને પરાગવિહોણા, ફૂલનામી ફૂલ જેવાં;
ચેતનનષ્ટ બાલકનામીબાલકો જન્મશે.

એ રીતની કવિ શિરોમણિ ન્હાનાલાલની ઉક્તિનું સત્ય અક્ષરશઃ જણાશે. માટે, વેળાસર ચેતી બાળ લગ્નરૂપી અધમ રિવાજને એકદમ દૂર કરો. સમગ્ર જ્ઞાતિમાં દૂર કરવાની શક્તિ તમારાં ન હોય તો પોતાના પુત્રનેજ પુખ્ત ઉમ્મરે વિદ્યાભ્યાસ પૂર્ણ થયા પછી પરણાવવો એવો સુદ્રઢ નિશ્ચય કરો. "પુત્ર મોટો થયો અને કન્યા ન મળી" એમ અણસમજુ કેટલાક કુલાંગારોનું કહેવું થશે, પણ ઉચ્ચગામી બનવું હોય તો તેમના કથનપર બિલકુલ લક્ષ નહિ આપતાં તમારો નિશ્ચય સુદ્રઢપણે પાળવા તત્પર થાઓ. અને જેટલું અભિમાન તથા ટેક પુત્ર પુત્રીનું લગ્ન બાલ્યાવસ્થામાં કરવું ઉચિત ધારો છો તેટલો અભિમાન અને ટેક તમારા પુત્ર પુત્રીને વિદ્યાભ્યાસ કરાવવામાં

રાખશો તો ત્હમારા તથા તેમના જીવિતની સફલતા થઇ એમ મનાશે.

૩. **કન્યા વિક્રય**—બાળ લગ્ન જેટલોજ ભયંકર અને ભવિષ્યની પ્રજાને દુઃખકારી આ એક બીજો રીવાજ છે. આ દુષ્ટ રીવાજ માત્ર બ્રાહ્મણ કોમમાંજ નહિ પણ સમગ્ર હિંદુ કોમમાં દૃગ્ગોચર થાય છે. આ કૃત્ય કરનાર માબાપોને ત્યાં પુત્રીનો જન્મ થયો એટલે પોતે પોતાનું અહોભાગ્ય! માને છે. બેચાર પુત્રીઓનો જન્મ થયો એટલે પોતે પોતાને દ્રવ્યવાન્ માની અન્ય ઉદ્યોગ કરવાની માથાકુટમાં તેઓ પડતા નથી, કારણ કે તેમને પૂર્ણ ખાત્રી હોય છે કે દરેક કન્યાના મ્હોં માગ્યાં નાણાં ઉપજશે. આ ઉદરભરિ અંધ માબાપોને પોતાની પુત્રીના ભવિષ્યના સુખ દુઃખનો વિચાર સ્વપ્ને પણ આવે એમ ધારવું નિરર્થક છે, કારણ કે તેમને તો પોતાના મનઇચ્છિત રકમ આપનાર કોઇ મળ્યો એટલે બસ! પછી તે અંધ હોય, ખંજ હોય, પંઢ હોય, દુર્વ્યસની હોય, દુરાચારી હોય, વૃદ્ધ હોય કે લઘુ હોય તેની દરકાર તેમને ભાગ્યેજ હોય છે. છોકરી ભલે ઉંડા ધરામાં પડે, પણ તેમને શું? તેમનું તો ઉદર ભરાયુ એટલે બસ!

હવે કન્યા આપી પરણનાર પ્રત્યેક કાંઇ ધનાઢ્ય હોતો નથી. કેટલાક ઉછીના કરી, કેટલાક ઘરબાર ઘરેણે મુકી કન્યાના પીતાનું ઉદર ભરે છે. આ રીતે વેચાથી લીધેલી સ્ત્રીને તેને પુષ્પલતાની પેઠે જાળવવી પડે છે, કારણ કે તેને કાંઇ થયું અને ઇશ્વરેચ્છાથી તે મરણ પામી તો પછી પુનઃ તેટલીજ રકમ ખરચવી પડે. ભાઇઓ વિચાર કરો!

---

( આ રીતનો નીચ વ્યાપાર મુખ્યતઃ કાઠીયાવાડના બ્રાહ્મણોમાં ચાલી રહ્યો હોય તેમ માલુમ પડે છે. )

આ રીતે સ્ત્રીના માબાપે લૂંટી લીધેલા પતિ સાથે તે સ્ત્રી શું સુખ માણે ? ગુમાસ્તી વા કાંઇ અન્ય ધંધો કરી પરણ્યાનું દેવું ભરતાં ભરતાં તો તેની હુંશ નીકળી જાય તો પછી દ્રવ્ય સંચય તો ક્યાંથીજ હોય ! આથી તે સ્ત્રી તથા પુરૂષ જીવિત પર્યંત દરિદ્રાવસ્થામાંજ ડુંબકાં ખાય એમાં આશ્ચર્ય નથી.

ઉદર નિર્વાહની લાલસાથી વૃદ્ધપતિને કન્યા આપનાર દુષ્ટ માબાપો તેને કેવી શોચનીય સ્થિતિમાં લાવી મુકે છે તેનો વિચાર કરીએ.

વૃદ્ધપતિને પરણેલી તે નવોઢા સ્ત્રીનો પીતાતુલ્ય વૃદ્ધભર્તા પરણ્યા પછી બે ચાર વર્ષે મરણ પામે છે. આથી તે સ્ત્રીને તેની પ્રમદ અવસ્થામાં વૈધવ્ય પ્રાપ્ત થાય છે. વિરહાગ્નિથી આર્ત થતી તે કામિની પછી અનિષ્ટ કર્મ કરવાં શરૂ કરે છે; અને તેનું લાંછન તેના મૃતપતિને લગાડે છે. યૌવન મદથી પીડાતી આ વિધવા સ્ત્રી પછી પોતાના દુષ્ટ માબાપને અનેક ગાલિપ્રહાર કરે અને તેનું અંતઃકરણ દુભાવાથી તે તેમને શ્રાપ પણ દે અને તેના પરિણામમાં આ ઉદરપોષી માબાપો નારકી દુઃખના ભોક્તા થાય એ નિઃસંશય છે.

માટે, આ સર્વ બાબત ધ્યાનમાં લેઇ આ દુષ્ટ વ્યાપાર ચલાવનાર, બ્રહ્મપુત્રો, જરા વિચાર કરો ! ત્હમારી સુકુમારવયની પુષ્પલતારૂપી બાળાઓને ઉદરપોષણાર્થે ઉંડા ધરામાં નાંખી તેમનો નિશ્વાસ ન લ્યો, નહિ તો હાલ કરતાં પણ વધુ અધમ સ્થિતિ પ્રાપ્ત કરી બેસશો, અને ત્હમારા પાપના છાંટા સમગ્ર બ્રાહ્મણ કોમને લાગશે. **कन्यायाः शुल्कं न गृह्णीयात्** એ શાસ્ત્રકારોનું શુલ્ક ગ્રહણનો પ્રતિ-

બાંધ કરતું વાક્ય અહર્નિશ સંભાળી આ દુષ્ટ રીવાજનો ત્યાગ કરો. યાદ રાખો કે જેમ જેમ આ દુષ્ટ રીવાજ તમારામાં ઘર કરતો જશે તેમ તેમ ઉત્તરોત્તર તમને આથી પણ વધુને વધુ અવકૃષ્ટ સ્થિતિનો અનુભવ થશે. માટે વેળાસર ચેતી આ દુષ્ટ રીવાજને તેના જડમુળથી કાઢી નાંખવા કમર કસો, અને તેમ કરવા પરમ પ્રભુ તમને પુરતું બળ આપો.

૪. દ્વિસ્ત્રિયા—અસલના બ્રાહ્મણોમાં આપણે જોયું કે તેઓ એકજ સ્ત્રી પરણી પોતે પત્નીવ્રત પાળતા, અને તે પણ પોતાની પશુવૃત્તિ તૃપ્ત કરવાને અર્થે તો નહિજ, પરંતુ મોક્ષહેતુ જે પુત્રપ્રાપ્તિ તેને માટેજ તેમનું પરણવું થતું. આ વ્રતનું પાલન કરનાર આધુનિક સમયમાં કેટલા બ્રાહ્મણો છે? માત્ર સંખ્યા બંધજ. લાખ તો એક સ્ત્રી હોય ને બીજી અને બીજી ઉપર ત્રીજી એમ એક પછી એક સ્ત્રીઓ માત્ર પશુ કામનાની તૃપ્તિ અર્થે અનેક બ્રાહ્મણો પરણી રહ્યા છે. પરંતુ એક પરણો કે અનેક પરણો પણ **न जातु कामः कामानामुपभोगेन तु शाम्यति** એ નિયમાનુસાર તે કામી પુરૂષની પશુવૃત્તિ તો વધુ ને વધુજ પ્રજ્વલિત થવાની.

પરણનાર મનુષ્ય કારણો શા આપે છે તે આપણે જોઇએ. (૧) આ સ્ત્રી મને ગમતી નથી. (૨) આ સ્ત્રીનો સ્વભાવ મ્હારા સ્વભાવથી પ્રતિકૂલ છે. (૩) આ સ્ત્રીને છોકરાં થતાં નથી, અગર થાય છે તો જીવતાં નથી. આ દલીલો કેટલી ગેરવ્યાજબી છે, તે આપણે જોઇએ—

૧ જો તમને તે ગમતી નથી તેવું બ્હાનું કાઢશો તો તે બીચારી કોની સાથે ગમાડી રહેશે. તમને તે ના ગમે તો

ત્હમે ફરીથી પરણશો, પણ તેને ત્હમે ન ગમ્યા તો તેનાથી બીજે પરણાય એમ છે? ત્હમે પુરૂષ માટે પરમેશ્વરના માનીતા, અને તે સ્ત્રી જાતિ માટે ઈશ્વરની માનીતી નહિ. કેમ? પ્રભુને ત્યાં તો આવા પ્રકારનો અન્યાય હોયજ નહિ. સ્ત્રી પુરૂષનું અર્ધાંગ છે એટલે બન્નેના હક લગભગ એક સરખાજ હોવા જોઇએ, તેમ ન હોય તો ત્હમારા પૂર્વના બ્રહ્માણોએ સ્ત્રીને અર્ધાંગના ધર્મસહચારિણી એ પવિત્ર નામ શા સારૂ આપ્યાં હશે? ઈશ્વરને ત્યાં આવો અન્યાય ન હોય તો ત્હમારે તેનો ન્યાય કરી શું કામ છે?

બે સ્ત્રી પરણનારાઓમાંથી કેટલા પરમ સુખના ભોક્તા થયા છો? કોણ નામ અમર કરી ગયા છે? કોઇ નહિ એમ કહીએ તો ચાલે. પ્રથમ સ્ત્રીની સાથે લગ્ન કર્યું ત્યારથી શું ત્હમે તેનું જીવન પર્યંત ભરણપોષણ કરવા નથી બંધાયા? તેની હયાતીમાં સાડાત્રણમણની તેના ઉપર સિલાવતી વખતે આ બંધન યાદ રાખો છો? ત્હમારા સિવાય આ જગતમાં કોઇ ત્હેનો અંગરક્ષણકર્તા કહી શકાય? તેના જીવનના સુખ દુઃખનો આધાર કોના ઉપર છે? ત્હમારા અવસાનકાળે સૌથી વધુ દુઃખ કોને અનુભવવું પડશે? આ વિચારો ધ્યાનમાં લેઇ ફરીથી પરણવા પહેલાં તેના ભરણપોષણનો બંદોબસ્ત કરો છો?

૨. ત્હમારી સ્ત્રીનો સ્વભાવ અનુકુળ નથી એમ કહેશો તો તેને અનુકુળ બનાવવો એ ત્હમારૂં કર્તવ્ય છે. **वर्णानां ब्राह्मणो गुरुः** સર્વ વર્ણના ગુરૂ ક્હેવરાવો છો તો પછી ત્હમારી પોતાની સ્ત્રી પર પોતાનું ગુરૂ પદ બેસારતાં નહિ આવડે? પ્રાચીન ધર્મ સ્થાપક અને નેતાઓના આધુનિક તનુજોને પોતાની સ્ત્રીના દુર્ગુણ કાઢી તેમાં સદ્દગુણ સ્થાપન કરતાં તથા તેને નીતિમાર્ગે દોરતાં નહિ આવડે? પોતાની

સ્ત્રીને સુધારવામાંજ જ્યારે ત્હમે ત્હમારી અશક્તતા દર્શાવશો તો પછી અન્ય કોમો ત્હમને આદરણીય કેમ ગણશે? માટે શક્તિ નથી એમ કહેવાથી તો ત્હમારો અવશેષિત કીર્તિ પણ જશે.

સ્ત્રીઓ ન સુધરે એમ બની શકે જ નહિ. જગતમાં જેટલી સુધરેલી તથા સુશીલ સ્ત્રીઓ છે તે સર્વ પુરૂષોના હાથેજ સુધરેલી હોય તેમ માલુમ પડે છે. પુરૂપાર્થ કરવા માંડશો તો સ્ત્રીઓનું ચાલવાનું નથી. પોતાની સ્ત્રી સુધરી શકતી નથી એમ કહેવા જશો તો ત્હમારામાં પુરૂપાર્થજ નથી એમ સૌ કોઈ કહેશે.

૩. છોકરાં થતાં નથી તે કારણથી ફરીથી પરણવું પડે છે એમ કહેશો તો આવનાર સ્ત્રીને પણ પ્રજા પ્રાપ્તિ થશેજ એની શી ખાત્રી? ઈશ્વરની મરજી હોત તો જુનીનેજ છોકરાં થયાં હોત. પ્રથમના બ્રાહ્મણને એકજ સ્ત્રીએ પુત્ર પ્રાપ્તિ થતી, તેનું કારણ શું? કારણ માત્ર એજ કે તેઓ સ્નેહી યુગલો હતાં, તથા તેઓ શાસ્ત્રોક્ત પોતાના બ્રહ્મચર્યનું પાલન કરતા. હાલમાં તે પ્રમાણે બ્રહ્મચર્ય પાળનાર કેટલા છે? તેનો અભાવ તેજ છોકરાની અપ્રાપ્તિનું કારણ. વળી છોકરો થશે ને કદી કુલાંગાર પાકશે તો મહામહેનતે એકઠો કરેલો પૈસો ઉડાવી દેશે, અને ઉલ્ટો ત્હમારા નામને કલંક લગાડશે, અને મોક્ષનું સાધન થવાને બદલે તે ત્હમારૂં તથા ત્હમારી સાત પેઢીનું નરકનું સાધન થશે.

પોતાના પતિને ફરી પરણાવવાની પૂર્ણ ઈચ્છા સ્ત્રીને ભાગ્યેજ હોય છે. જો તે એમ તો ઉપર ઉપરથી કહે છે તેમજ સમજવું. તે કાંઈ એવી મુર્ખ નથી કે પોતે હાથે

કરીને દુઃખ વ્હોરી લે. ત્હમે ફરી પરણુશો તેથી તેને શું લાભ થવાનો છે? ઉલટાં ત્હેને તો ઓરમાયાં વેઠવાં પડશે. અને જો તેઓ નિર્દય હશે તો તેને મારીને બ્હાર કાઢી મુકશે. માટે કોઈપણ સ્ત્રી પોતાની હયાતિમાં પોતાના પતિને ફરી પરણુવાની રજા આપેજ નહિ.

બે સ્ત્રીઓ પરણુનારની જુની સ્ત્રી જો યુવાન હોય તો તે, અથવા તો પોતે વૃદ્ધ હોય તો નવી સ્ત્રી ખરાબ ચાલની નીકળે છે તે સર્વ માન્ય છે. આ રીતે વ્યભિચારને ઉત્તેજન મળે છે. વ્યભિચાર એ કેવો દુર્ગુણ છે તેનો વિચાર કરો! તેના અસ્તિત્વને લીધેજ બ્રાહ્મણોની અવનતિ થવા પામી છે. જો ત્હમારા પૂર્વજોમાં વ્યભિચારરૂપી અધર્મ પાપનો અવિર્ભાવ ન હતો તોજ તેઓ ઉન્નતિના ઉચ્ચ શિખરે પહોંચવા શક્તિમાન થયા હતા. વ્યભિચારને લીધેજ હાલની વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય છે; તેને લીધે જ બ્રાહ્મણો સર્વત્ર નિંદાસ્પદ થવા પામ્યા છે; અને તેને લીધે જ વ્યસન, ચોરી, ખુન વિગેરે નીચ કર્મ પણ બ્રાહ્મણો કરવા ચુકતા નથી.

માટે બે સ્ત્રીઓને વરનાર, બ્રહ્મપુત્રો, ઉપરની સર્વ બાબત ધ્યાનમાં લેઈ પછી એકની હયાતિમાં પુનર્લગ્ન કરવા તત્પર થાઓ! વ્યભિચારનાં કેવાં માઠાં ફળ છે તેનો વિચાર કરો, અને પછી કહો કે બીજી સ્ત્રી પરણુવામા ફાયદો છે. આમ છતાં અનિવાર્ય કારણોને લીધે પરણ્યા વગર ચાલે તેમ ન જ હોય તો પરણો, પરંતુ પૂર્વ સ્ત્રીનો ત્યાગ તો નજ કરો. સ્ત્રીને રખડતી મુકવાથી તેનાં જે અનિષ્ટ ફળ હાલ અનુભવો છો તે કરતાં પણ વધુ અનુભવવાં હજુ ભાગ્ય-

હીન બનશો. માટે, ભૂદેવો, એક સ્ત્રીની હયાતિથાં બીજી સ્ત્રી કરવાનું મમત્વ છોડી દો, અને કદી ન છુટકે પરણો તો તેને જીવિત પર્યંત પાળો, કુશળતા વાપરી તેમને સંપથી રાખો, અને "બે સ્ત્રીનો પતિ સુખી નહિ" એ પ્રકારની લૌકિક માન્યતાને ખોટી પાડો.

**પરદેશગમન**—આ પ્રતિબંધન અને તેને લીધે પરદેશગમન પ્રતિ થયેલી અપ્રીતિએ આપણામાં કેટલે દરજ્જે વાસ કરી આપણને ભીરૂ બનાવી દીધા છે? પરદેશ ગમન કરવાથી જ્ઞાતિ બહાર રહેવું પડશે એ રીતના બાયલા વીચારથી હાલમાં કોઈ ભાગ્યેજ હિંદુસ્તાનની બહાર પગલું ભરવા ધૃષ્ટ બને છે. શાસ્ત્ર નિષેધ નહિ હોવા છતાં પણ લઘુચેતસ્ જ્ઞાતિઅગ્રણીઓ તેમના ભીરૂત્વને લીધે સમગ્ર બ્રાહ્મણ કોમને અરે! સમગ્ર હીંદુ કોમને હાલની અધમ સ્થીતિ અનુભવતી કરી મુકી છે. પ્રાચીન આર્ય પ્રજાનુંજ પ્રથમ દૃષ્ટાંત જુઓ. તે પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે હિંદુસ્તાનની ઉત્તરના પ્રદેશમાં વસતી હતી, પરંતુ ત્યાં જ્યારે તેનો સમાવેશ ન થઇ શક્યો તથા તેને અનેક દુખ સહન કરવું પડયું ત્યારે તેણે વિવિધ દિશાઓમાં પર્યટણ કરવું શરૂ કર્યું હતું. શું આને ભીરૂત્વ કહેશો? નાનાં તે વીરજનો તો **कोवीरस्य मनस्विनः स्व विषयः कोवाविदेशस्तथा।** એ નિયમને અનુસર્યા હતા. અને જો તેમણે તેમ ન કર્યું હોત તો તેઓ જે ઉચ્ચતમ પદ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થયા હતા તે પદ તેમને ભાગ્યેજ મળી શક્યું હોત. આજ વીર આર્યપ્રજાના તનુજો તેમના ભીરૂત્વને લીધે હાલ એમ કહેવા લાગ્યા છે કે પરદેશ જનારને એકદમ જ્ઞાતિ-

બહાર મુકવો જોઇએ. આ શું સુચવી આપે છે ? માત્ર તેમની મૂર્ખતા તથા તેમના મનનું લઘુત્વ. શાસ્ત્રકારો પરદેશગમન માટે મના કરતા હોય તો શ્રી રામચંદ્ર હિંદુસ્તાન ઓળંગી લંકા સુધી દશમુખનું ઉચ્છેદન કરવા કેમ જઈ શકે ? દુર્યોધનનું રાજ્ય કંદહાર–હિંદુસ્તાનની બહાર સુધી શી રીતે પ્રસરી શકે ? આદિ શંકરાચાર્ય દિગ્વિજય શી રીતે પ્રાપ્ત કરી શકે ? આ ઐતિહાસિક સાબીતીઓને કોઇપણ કબુલ કર્યા વિના રહેશે નહી. આથી શું બ્રહ્મબંધુઓ ત્હમે એમ કહેશો કે પૂર્વે સાક્ષાત્ ઈશ્વરાવતાર રામચંદ્રજી તથા દુર્યોધન અને અશોક જેવા બળવાન્ ધર્મનિષ્ટ નૃપતિઓ, તથા સાક્ષાત્ વૃષભધ્વજ–શંકરના અવતાર સ્વામી શંકરાચાર્યે શાસ્ત્રનું ઉલંઘન કર્યું હતું ? યાદ રાખો કે પરદેશ ગમનના પ્રતાપથીજ ત્હમારી પૂર્વેની આર્યપ્રજાએ શ્રેષ્ઠતા પ્રાપ્ત કરી હતી અને સંખ્યામાં ન્યૂન છતાં કોલ અને દ્રાવીડીઅન જેવા અસંખ્ય બળવાન રિપુઓનો પરાભવ કર્યો હતો. બીજી સાબીતીઓ જોઇએ તો તે પણ અનેક મળી આવે તેમ છે. ઋગ્વેદના સમયથી જ જોઇએ તો તેમાં પણ **वेदनावः समुद्रियः** ઇત્યાદિ સંહિતાના શબ્દો એમજ પ્રગટ કરે છે કે પ્રાચીન આર્યોમાં સમુદ્રયાન થતું. મનુસ્મૃતિના સમયમાં આર્યો ઘણે ઠેકાણે વેપાર કરવા જતા હતા, અને વેપારીઓને કોઇ તરફથી પરદેશગમન કરવાનો બાધ ન હતો તે પણ

**समुद्रयाने कुशलाः देशकालार्थदर्शिनः ।**
**स्थापयन्ति तु यां वृद्धिं सा × × × ॥**

ઇત્યાદિ સ્મૃતિ વાકયોપરથી જણાય છે. વળી લોકો સમુ-

ધ્યાન કરે અને પોતાના કામમાં સારા પ્રવીણ નીવડે તે સારૂ મનુભગવાને મનુસ્મૃતિમાં પણ કેટલાંક શીક્ષા વચનો લખ્યાં છે. આ ઉપરાંત સમકાલીન્ ઇજીપ્શીઅન, આરબ, રોમન તથા ગ્રીક ઇત્યાદિ પ્રાચીન પ્રજાઓના ઇતિહાસ પરથી પણ હિંદુ પ્રજા પરદેશગમન કરતી કે નહિ તેના પુષ્કળ પુરાવા મળી આવે તેમ છે. એક ઇતિહાસકાર લખે છે કે રોમના ઘણાક રાજાઓ જ્યારે જીત મેળવી રોમ પાછા ફરતા ત્યારે અથવા કોઇ અન્ય પ્રસંગે મિત્રતા કરવા સારૂ કેટલાક હિંદુ રાજાઓ "તેઓને પોતાના બ્રાહ્મણ દુતો મારફત ભેટ મોકલાવી અભિનંદન" આપતા. જુવેનલ પોતાના સેટાયરમાં લખે છે કે ઇ. સ. ની શરૂઆત પછી કેટલાક હિંદુ જોષીઓ રોમમાં જઇ નશીબ તથા ફલ, અફલ પ્રાપ્તિની ગણતિમાં રોકાયા હતા. સ્ટ્રેબો જણાવે છે કે પાંડય રાજાએ રોમના રાજા ઓગસ્ટશી સાથે મિત્રતા કરવા બેવાર દુત મોકલ્યા હતા. પહેલી વખતે રાજા સ્પેઇનમાં હતો માટે દુત ત્યાં ગયા, અને બીજી વખત રાજા ગ્રીસ પાસેના સેમોસ બેટમાં આવ્યો હતો તેથી તે વખતે મોકલેલા બ્રાહ્મણ દુતો ત્યાં ગયા; અને પાંડય રાજાએ આપેલો પત્ર તથા ભેટ તે રાજાને આપી પાછા ફરતા હતા તેવામાં કેટલાક દુત રસ્તામાં મરણ પામ્યા. આમાંનો એક બ્રાહ્મણ એથેન્સમાં મરણ પથારીએ પડયો, તેને બીજા દુતોએ હિંદુ રિવાજ પ્રમાણે અગ્નિદાહ કર્યો. આ જોઇ, ત્યાંના દફન કરનાર લોકોને આશ્ચર્ય લાગ્યું, અને તેથી જે જગાએ તે બ્રાહ્મણને બાળવામાં આવ્યો હતો તે જગાએ તેઓએ કબર ચણાવી તે પર ગ્રીક ભાષામાં આ પ્રમાણે લખ્યું–" બાર્ગોસાના રહેવાશી હિન્દુ, નામે જર્મનો આગળ—શમર્ણાચાર્ય—તેણે આ સ્થળે પોતાના દેશના રીવાજ મુજબ પ્રાણ ત્યાગ કર્યો છે. "

આ સર્ગ પરથી એમ ખાત્રી થાય છે કે પુર્વના હિંદુઓ વેપારને બ્હાને વા બીજા કોઇ બ્હાને દુર દેશ સુધી જતા, અને તેમાં તેમને કોઇ તરફથી અટકાવ ન થતો. પરંતુ જે કોઇ પરદેશ ગમન કરતા તેમને પુષ્કળ માન મળતું. હાલમાં પરદેશગમન માટે થયેલા જે જ્ઞાતિ પ્રતિબંધો માલુમ પડે છે તે માત્ર જ્ઞાતિ અગ્રેસરોમાં વિદ્યારૂપી ચૈતન્યના અભાવને લીધે પ્રાપ્ત થયેલી કાપુરૂષતાને લીધેજ છે એમ સમજવું.

આધુનિક અધોગત સ્થિતિમાં પરદેશગમન કરવાની ખાસ આવશ્યકતા છે, કારણ કે તે સિવાય સાહસિકતા સુદ્રઢતા તથા દીર્ઘદર્શીત્વ ઇત્યાદિ આવશ્યક ગુણોની પ્રાપ્તિ થઇ શકે તેમ નથી. પરદેશગમન કર્યા વિના અન્ય દેશોની વિદ્યા કેટલે દરજ્જે વૃદ્ધિને પામી છે, અને શી કાર્યકુશલતાથી તેઓએ તેનો વધારો કર્યો છે, તે ભાગ્યેજ જાણી શકાય તેમ છે. પરદેશગમન કર્યાવિના ત્હમારા શુદ્ધ અને સાત્વિક ધર્મ સિદ્ધાંતોનો ફેલાવો થઈ શકે તેમ નથી. પરદેશગમન કર્યા વિના અન્ય દેશોમાં તણાઈ ગયેલી લક્ષ્મીનું પુનરાવાગમન ત્હમારા દેશમાં કરી શકાય તેમ નથી. પરદેશગમન કર્યા વિના પરદેશીઓની અનેક કળાઓ શીખી લાવી તેમને ત્હમારા દેશમાં સ્થાપન કરી શકાય તેમ નથી.

હાલમાં તો પરદેશગમન કરનારી પ્રજાઓજ અપૂર્વ સમૃદ્ધિવાન ગણાય છે; તે પ્રજાઓજ અનેક વિદ્યાઓમાં પ્રવીણતા પ્રાપ્ત કરી શકી છે; તે પ્રજાઓજ દુર દેશમાં પોતાનું રાજ્ય સ્થાપી શકી છે; તે પ્રજાઓજ નૌકાશાસ્ત્રમાં નૈપુણ્ય પ્રાપ્ત કરી શકી છે; તે પ્રજાઓજ પરદેશનું કળાકૌશલ્ય શીખી તેનાં સ્વાદિષ્ટ ફળ તેમના દેશીભાઇઓને

ચખાડવા શક્તિમાન થઈ પોતાના દેશોને સમૃદ્ધિવાન બનાવી શકી છે; તે પ્રજાઓજ જેના રાજ્યમાં સુર્ય અસ્ત ન પામે તેટલા વિસ્તીર્ણ પ્રદેશોપર પોતાની સત્તા ફેલાવી શકી છે.

માટે, બ્રહ્મ બંધુઓ, આ ત્હમારા મનની લઘુતા તથા ભીરૂતા સુચવનાર અને વળી હાલની અધોગત સ્થિતિનું દર્શન કરાવનાર આ હાનિકર્તા દુષ્ટ રીવાજનો એકદમ ત્યાગ કરો, અને—

સહુ ચલો જીતવા જંગ બ્યૂગલો વાગે,
યાહોમ કરી પડો, ફતેહ છે આગે.
સાહસે જ્ઞાતિના બંધ કાપી ઝટ નાંખો;
સાહસે જાઓ પરદેશ, બ્હીક નવ રાખો.

એ રીતનાં કવિશ્રી નર્મદાશંકરના વચનોને નિર્ભયે અનુસરો, અને ત્હમારાં બાળકોને પણ તેમની કુમારાવસ્થામાંથીજ કવિશ્રી ન્હાનાલાલના કહેવા મુજબ શીક્ષણ આપતા રહો.

દેશદેશનાં જીવન વિધિ જોવાં,
ખંડ ખંડનાં સંસાર શાસ્ત્ર શીખવાં;
આકાશ વિશાલ, પ્રકાશોજ્જ્વલ;
પુણ્યપ્રભાવી, સ્વર્ગસુન્દર,
મંગલતા સમ મધુરાં;
કાંઇ કાળસિદ્ધ જીવનવિધાન,
મ્હારા દેશમાં લાવી સ્થાપવાં;
અમારી વિશ્વપુરાણ સંસારનગરીનાં,
પવિત્રત્વનાં મંદિર જીર્ણોદ્ધારવાં;
એવુ છે જીવનનું મ્હારૂં નિશાન.

સમૃદ્ધિવાનૂ લેખાતી યુરોપીય પ્રજાજ ત્હમારા દેશમાં કેટલી સંખ્યાબંધ વસે છે તેનો વિચાર કરો. પોતાનો દેશ હજારો ગાઉ છેટે હોવા છતાં પણ તેઓ શા સારૂ અત્રે આવી વસે છે? માત્ર પ્રજોન્નતિની ખાતરજ. પરદેશ ગમન કરવાથી વટલાઈશું એવો વ્હેમ હોય તો દૂર કરો અને અભક્ષ્ય વસ્તુનું અશન કે પાન નહિ કરવું તથા ધર્મભ્રષ્ટ અને કર્મભ્રષ્ટ નહિજ થાવું એવો સુદ્રઢ નિશ્ચય કરો, અને પછીથી જુઓ કે ત્હમારો નિશ્ચય કેમ નથી મળી શકતો. સુદ્રઢ નિશ્ચય કરશોતો તે પળશેજ, કારણ કે ત્યાંની માંસાહારી પ્રજામાંથી પણ કેટલાક સાત્વિખોરાક લેનારાઓ (Vegetarians) છે એમ ત્હમે હરઘડી વાંચ્યું હશે. માટે વેળાસૂર ચેતી આ નાશજનક પ્રતિબંધનને દુર કરી ત્હમારી કોમના બાળકોને પરદેશગમન કરવા ઉત્સુક બનાવો. તેમાંજ ત્હમારૂં બલકે, સમગ્ર હીંદુ પ્રજાનું શ્રેય સમાયેલું છે.

---

## પ્રકરણ ૫ મું.

### અવનત મહિલા સ્થીતિ.

સુશિક્ષણ તથા જ્ઞાનદીપના પ્રકાશ ને લીધે પ્રાચીન સ્ત્રીઓ નીતિવાનૂ તથા પતિસેવાપરાયણ હતી એમ પૂર્વે કહેવામાં આવ્યું છે. પ્રાચીન આર્યસ્ત્રીઓને કદી સૌમ્ય દૈવીઓની ઉપમા આપવામાં આવે તો તેમાં કાંઇ અતિશયોક્તિ નહિ કહેવાય. તેઓ પોતાંના પતિના સંસાર સુખનું આદર્શ સ્થાન હતુ. વળી સ્ત્રી અને પુરૂષના પ્રાચીન સમયમાં સમાન હક હતા તે પણ દંપતી અર્ધાંગના ધર્મ સહચારિણી ઇત્યાદિ શબ્દો ઉપરથી જણાય છે. કોઇ પણ

ધર્મ ક્રિયા ત્હેમના વિના પૂર્ણ થઇ મનાતી નહિ. આ ઉપરાંત સાવીત્રી, લીલાવતી, સરસ્વતી, ભારતી, સીતા, તારામતી, દમયંતી ઇત્યાદિ અનેક ભારત વિભૂષણ આર્ય મહિલાઓના દૃષ્ટાંતો સ્પષ્ટ સૂચવી આપે છે કે પ્રાચીન સમયની સ્ત્રીઓ સર્વ ગુણસંપન્ન હતી. વળી

***कार्येषु मंत्री करणेषु दासी ।**
**स्नेहेषु माता शयनेषु रम्भा ॥**
**धर्मेषु साह्या क्षमया धरित्री ।**

× × × × ×

ઇત્યાદિ ગુણ તેમનામાં હોવાથી **धन्यो गृहस्थाश्रमः** એ સુત્રનું સત્ય અક્ષરશઃ તેમનામાં જણાઇ આવતું. આધુનિક સમયમાં ઉપરોક્ત સદ્‌ગુણસંપન્ન સ્ત્રીઓ કેટલી છે? દંપતી, ધર્મસહચારિણી તથા અર્ધાંગના એ પવિત્ર નામને અનુરૂપ કેટલી સ્ત્રીઓ મળી આવે તેમ છે? ભારત ભૂમીનાં સંતાનોમાં ઘુમી રહેલા વિચારોની કેટલી ને માહેતી હોય છે? પોતાના પતિ પ્રત્યે, પોતાની જાત પ્રત્યે, પોતાના બાળક પ્રત્યે, પોતાના કુટુંબ પ્રત્યે, પોતાની જ્ઞાતિ પ્રત્યે, પોતાના દેશ પ્રત્યે સમગ્ર દુનિયા પ્રત્યે અને સાક્ષાત્ જગન્નિયંતા ઇશ્વર પ્રત્યે તેમને શી શી ફરજો અદા કરવાની છે તે વિષેનો તેમાંથી કેટલીને સ્વપ્નમાં પણ

---

* ધર્મપત્ની શું કરવા યોગ્ય છે ને શું કરવા યોગ્ય નથી તેની સમજ આપવામાં મંત્રી સમાન છે, કાર્ય કરવામાં દાસી સમાન છે. માતા સમાન ત્હેનો સ્નેહ હોય છે. શયન સમયે તો રમ્ભા સમાન સુખ આપનારી છે, ધર્મ કાર્યમાં સહચારિણી છે, અને ક્ષમામાં પૃથ્વી તુલ્ય છે.

વિચાર ઉદ્ભવી શકે તેમ છે! ભારતની ભવિષ્યની માતા તરીકેની પોતાની જવાબદારીનું તેમાની કેટલીને ભાન હોય છે? પોતાના સ્વામિની મનોરથ સૃષ્ટિમાં તેઓમાંની કેટલી ભાગ લેઇ શકે તેમ છે? સુખ દુઃખના સમયે સમભાગિની થઇ તેમાંની કેટલી તેને આનંદ આપી શકે તેમ છે? સીતા, સાવીત્રી, દમયંતી, દ્રૈપદી ઈત્યાદિ અનેક સ્ત્રીઓમાં જે દૈવી રક્ત વહેતું હતું તેજ દૈવી લોહી શું ત્હેમનામાં અત્યારે પણ વહેતું નથી? પણ કેટલું અંતર! ઉતર દક્ષિણ ધ્રુવ જેટલું. હાલતો અજ્ઞાન રૂપી અંધકારને લીધે તેમજ સમયની વિપરીતતાને લીધે તે સર્વે બદલાઈ ગયું છે. અજ્ઞાનરૂપી અંધકારના પ્રવેશથીજ ત્હેમના મગજમાં વહેમ રૂપી શત્રુનો પ્રવેશ થવા પામ્યો છે, અને તેને લીધેજ ત્હેમનામાં અનેક દુર્ગુણો પ્રવિષ્ટ થઇ તેમને અનીતિના માર્ગે દોરી જવા સફળ થયા છે.

"સ્ત્રીયોને ક્યાં કમાવા જવું છે કે તેને વિદ્યાની જરૂર છે." એ રીતનાં કેટલાક મનુષ્યોના શબ્દો શું ટીકા પાત્ર નથી? સ્ત્રીઓને કમાવા જવું નથી તે સત્ય છે, પરંતુ ત્હમે જે કમાઇ લાવો તેની વ્યવસ્થા કોને કરવાની છે? ત્હમારી માલમિલ્કતનું સંરક્ષણ કરનાર કોણ છે? પોતાના બાળકોને ઉછેરવાનું જે અતિગહિન કાર્ય છે તે કોને શિર છે? ત્હમારા ગૃહમંદિરો દેદિપ્યમાન કરવાનું કાર્ય કોનું છે? લોકવ્યવહાર સાચવવાનું કાર્ય શું તેમનું નથી? ખરે! આ સર્વ કાર્યની જવાબદારી સ્ત્રીયોને જ છે. એમ હોય તો સ્ત્રીઓને કેળવણી ન આપવી એમ કહેવામાં ત્હમારી કેવી સ્વાર્થ બુદ્ધિ! ત્હમારા મનની કેટલી દુર્બળતા! ત્હમારા મનમાં કદી એમ આવતું હશે કે સ્ત્રીયોને

કેળવણી આપીશું તો તે આપણે માથે ચઢી બાગશે. કેવી હાસ્યાસ્પદ ભીતિ ! કેટલી ભીરૂતા ! કેટલું લઘુદર્શીત્વ ! કેળવાયેલ મનની સ્ત્રી પોતાના પતીને શું નહિ કરી શકે? પોતાના કર્તવ્ય શાંશાં છે તેનું ભાન તેને જરૂર આવશે. કેળવાયેલ સ્ત્રી ત્હમારા બાળકોમાં ત્હેમની બાલ્યાવસ્થામાંથીજ સદ્દગુણ રૂપી બીજનું આરોપણુ કરશે. કેળવાયેલ સ્ત્રી પોતાની પુત્રીને શુશીલતા તથા શીયલને ચહાતી બનાવશે. કેળવાયેલ સ્ત્રી ત્હમારા ઘરની સુઘડતા સાચવશે; પોતાના અતિથિનું યોગ્ય સન્મ- માન કરશે; કરકસર કરી તે દ્રવ્યનો જરૂર બચાવ કરશે. અને **स्त्रियो हिनाम खल्वेता निसर्गादेव पण्डिताः** "સ્ત્રીઓ નૈસર્ગિક રીતેજ પટુ છે," એ ઉક્તિનું સત્ય બરા- બર બતાવી આપશે.

જેના ઘરમાં અજ્ઞાન સ્ત્રી હશે તે આથી તદ્દન વિપરિ- તજ સ્થીતિ અનુભવશે; પરતંત્રતાને લીધે ભીતર ભુવનોમાં (fourwalls) પડી રહેલી તે સ્ત્રી કહેવાશે; સુધરેલી અન્ય વિદ્વાન્ સ્ત્રીઓના સમાગમના અભાવને લીધે તે સદાને માટે જ્ઞાનરૂપી અંધકારમાંજ ડુબકા ખાશે; કદી સ્વતંત્રતા તેને આપવામાં આવશે તો સન્નારીઓની સાથે સમાગમ કરવા તેનું મન ઉત્સુક નહિ બને, પરંતુ ભવાઇ જેવી મંઝાઓમાં તે વિસ્મય પામશે; સુશોભિત વસ્ત્રાભૂ- ષણો પહેરવામાંજ મહત્તા સમજશે; વધુ તાલેવાન સ્ત્રીયોની ઇર્ષ્યા કરતાં શીખશે; પતિના ભાઇભાંડુઓની સાથે રાગ- દ્વેષ કરશે; શીયળનું મહાત્મ્ય નહિ સમજવાથી કોઇવાર નીચા રસ્તે પણ ચાલી જશે; પાટ કે ઓટલા પર બેસી લોકોની નિંદા કરવામાં આનંદ માનશે; ઢોંગી સાધુસંતોથી ભોળવાઇ જશે; વેષધારી જટાધારીઓની અયોગ્ય રીતે

ભક્તિ કરશે; કુપાત્રને દાન આપી દ્રવ્યનો ખોટો વ્યય કરશે; અને વ્યભિચારણી તથા અનીતિવાન્ સ્ત્રીયોની સંગતમાં એકદમ ભળી જઈ

**एता हसन्ति च रुदन्ती च वित्तहेतोः ।**
**विश्वासयन्ति पुरुषं न तु विश्वन्ति ॥**

એ ઉક્તિ પ્રમાણે પોતાનું વર્તન રાખશે. માટે બ્રહ્મ બંધુઓ, ત્હમારી લાડકી બાળાઓને આ દશામાંથી ઉગારવાની જો ત્હમને ઈચ્છા હોયતો તેમને તેમની બાલ્યાવસ્થામાંથી જ આવશ્યક નીતિદાયક શિક્ષણ આપવાનું શરૂં કરો. વિદ્યાભ્યાસ પૂર્ણ કરાવી તેમની માનસિક શક્તિઓ ઉન્નત બનાવો. માનસિક શક્તિઓ ખીલ્યા પછી તેમનાં કોમળ અંતઃકરણમાં નૈતિક અને ધાર્મિક બી આરોપો. બાલ્યાવસ્થામાંથીજ તેમનાં મીણ સમાન સુકોમળ મન ઉપર નૈતિક અને ધાર્મિક વૃતિની છાપ સજ્જડ પડશે તો ભવિષ્યમાં તે અવળે રસ્તે જતાં જરૂર અટકશે. આ ઉપરાંત યોગ્ય ઉમ્મર થયા બાદ તેના રૂપ, ગુણ તથા વયને અનુરૂપ પતિની સાથેજ તેનું લગ્ન કરો, પરંતુ રૂપનું વયનું કે ગુણનું કજોડું થાય અને તેથી તેને સંસાર સુખનો અનુભવ નથાય તેવો વખત ન આણો. પ્રથમથીજ તેને ગૃહ વ્યવસ્થામાં દક્ષ બનાવવી એ ત્હમારૂ કર્તવ્ય છે. પતિની સાથે સાસુ સસરા સાથે અને સપત્ની જો ભોગ જોગે જુઓ તો તેની સાથે તેને કેવું આચરણ રાખવું ઈત્યાદિ વિષયનું જ્ઞાન આપતી વખતે કણ્વઋષિએ શકુન્તલાને તેના પતિગૃહે વિદાય થતી વખતે **सुश्रुषस्व गुरून् कुरु प्रियसखीस्नेहः सपत्नीजने** । ઈત્યાદિ શબ્દોમાં આપેલી શીખામણનું ચિન્તન કરી તેને આ પ્રમાણે શીખામણ આપો.

પુત્રિ, વ્હાલી જાએ આજ શ્વતિયડે,
પ્રેમ થકી તું બ્હેની ધર્મ સંભાળજે;
બાળપણાની બાલિશતા સૌ ત્યાગજે,
પણ નિષ્પાપી સરળ સ્વભાવ ન છોડજે. ૧
થઇ પતીમાં તન્મય જીવન ગાળજે,
તે સાથે તું સ્નેહ સદા વરસાવજે;
ગાડીનાં બે ચક્ર પ્રમાણે માનીને,
અંતરમાં નહિ ભેદ જરાએ લાવતી. ૨
સંબંધીને પરિજનોને પાળવાં,
હમેંજ બ્હેનોનાં જીવન વિકસાવવાં;
બુદ્ધિ નીતિ બાલકોની ખીલવી,
પરમ પ્રભુની પુજાએ નવ ભૂલવી. ૩

(સુન્દરી સુબોધ.)

આ ઉપરાંત અનેક સાધ્વીઓનો વ્યાખ્યાનો તેને કહી સંભળાવી, શીયળવ્રત શું છે અને અનેક સંકટો છતાં પણ પૂર્વની સન્નારીઓ તેનું કેવી રીતે રક્ષણ કર્યું હતું તેની પૂરી સમજ આપો. આ પ્રમાણે થવાથી યાદ રાખો કેને પૂર્વના અર્ધાંગના ધર્મ સહચારિણી, દંપતી ઇત્યાદિ નામોને અલંકૃત કરવા જરૂર ભાગ્યશીળ બનશે.



## પ્રકરણ ૬ ઠું.

### દુર્વ્યસન, કુસંપ ઇત્યાદિ દુર્ગુણોનો આર્વિભાવ.

જે બ્રાહ્મણો પૂર્વે દુર્વ્યસન અટકાવવા માટે અન્ય કોમોનો બોધ કરતા તેજ બ્રાહ્મણના તનુજો-લજ્જા સાથે

કબુલ કરવું પડે છે—હાલ દુર્વ્યસનના પાશમાં આવી પડેલા જણાય છે. અને धूमपानं महादानं गोटेगोटे गौदानम् । એ ઉક્તિનું અનુકરણ કરવા ઉતરી પડેલા માલુમ પડે છે. આ નીચ કર્મ કરનાર બ્રાહ્મણો કદી પોતાની સમસ્ત કોમને વગોવ્યા વિના બીજાં વસ્ત્રમાં તે કર્મ કરતા હોય તો તેમનું પોત માત્ર જાણનારાઓજ જાણે, પરંતુ પોતે બ્રાહ્મણ છે, અને પોતે આ કર્મ કરેછે તેથી તેનું લાંછન સમગ્ર કોમને લાગશે તેની દરકાર કર્યા શિવાય તેઓ રેશમી વસ્ત્ર પહેરી, ગળે રૂમાલ નાંખી, કંઠમાં ઉપવિતનું દોરડું ધારણ કરી, મોઢામાં બીડી સહિત ચાલ્યા જતા માલુમ પડે છે. પોતે કોણ છે, અને આ કર્મ તેમને લાયક છે કે નહિ, પોતાના પૂર્વજો કોણ હતા, અને તેમના કર્મ કેવાં હતાં, તેનો વિચાર આ મલિનહૃદયી મનુષ્યોને સ્વપ્ને પણ થવો મુશ્કેલ છે. આ ચિત્રનું યથાર્થ દર્શન જમણવાર થતો હોય ત્યાંજ પૂરેપૂરૂં જોઈ શકાશે. જ્ઞાતિના જમી ઉઠયા પહેલાં જોશો તો રેશમી વસ્ત્ર સહિત બ્રાહ્મણો બીડીવાળાની દુકાને જથાબંધ માલુમ પડશે; અને જમી ઉઠયા પછી જોશોતો જ્ઞાતિસ્ત્રીઓને જવાના ધોરી રસ્તા પર જમીને નીકળતી યુવાન્ સ્ત્રીઓના મુખારવિંદ નિહાળતા તથા તેમની ચેષ્ટા કરતા દુષ્ટ દુરાચારણી મનુષ્યો ટોળી બંધ ઉભેલા માલુમ પડશે. વધુ તપાસ કરતાં જણાશે કે બ્રહ્મબંધુઓ આટલેથી સંતોષ માની બેસી રહ્યા નથી, પરંતુ કેટલાકતો સુરાપાન—અરે ! બોલતાં શરમ ઉપજે છે—ગાંજો, ચલમ, ઈત્યાદિ વ્યસનો કરતાં પણ પાછી પાની ભરતા નથી. અહો ! આ કેવી અધમ વાર્તા ! કેવું નીચ કૃત્ય ! આ કૃત્ય ઋષિપુત્રોને

છાજે છે ? આ વાર્તા પ્રકાશિત કરતાં હરકોઇ સુહૃદયી પુરૂષનું અંતઃકરણ પીગળ્યા વિના નહિ રહે; છતાં પણ વ-જાહૃદયી થઈ જ્ઞાતિબંધુઓના હિત ખાતર આ અધમ કૃત્ય પ્રકાશિત કરવું પડે છે. આ રીવાજ માત્ર યુવક વ-ર્ગમાં પ્રચલિત છે એમ નહિ, પરંતુ વયોવૃદ્ધ, અરે ! મરણ પથારીએ આવી પહોંચેલા ડોસલાઓ પણ આ ક્ષુદ્ર કર્મ કરતાં આંચકો ખાતા નથી. ધિગ્ છે એવા દુષ્ટ મનુષ્યો ને !

દુર્વ્યસનોથી ત્હમારા શરીરને, દ્રવ્યને બુદ્ધિને તથા કીર્તિને કેટલી હાનિ થાય છે તેનો વિચાર જરીએ કર્યો છે ? નાની ઉમ્મર માં ત્હમને શીખવેલી આ કવિતા યાદ છે ?

બીડા પીનારા તણી આંખો અંતે જાય,
કાળજડે ચાંદી પડે બુદ્ધિ ઓછી થાય.

આ વ્યસન અંતઃકરણ બાળીને ભસ્મવત્ કરી નાંખે છે, જેથી અલ્પ સમયમાં તે વ્યસન કરનારને ક્ષયનો રોગ થાય છે; અને તેના પરિણામમાં તે અલ્પાયુષ્ ભોગવી મૃત્યુને આધીન થાય છે. ગાંજો પીનારાને કોઈ વખત ગાંજો એટલે દરજ્જે શુન્ય બનાવી દે છે કે બબ્બે ચચ્ચાર કલાક સુધી પણ તેને શુદ્ધિ આવતી નથી. ગાંજો પીનારાનાં નેત્ર હમેશાં લાલ હીંગળોક જેવાં માલુમ પડે છે, જેના પરિણામમાં તેને અંતે અંધાપો પ્રાપ્ત થાય છે. અફીણનું વ્યસન કરનાર બંધાણી કહેવાય છે, તેતે વ્યસનમાં એટલો બધો બદ્ધ થઇ જાય છે કે કોઇ દિવસ ભોગ જોગે અફીણ ન મળ્યું તો તેને જરૂર પગ ઘસવા પડે છે. અફીણનું વ્યસન કર્યા પછી ખરારીતે મિષ્ટાન ખાવાની જરૂર છે એટલે કે આ વ્યસન રાજવ્યસન છે અને તેમાં ભોગ જોગે ખાલણ ભાઈ સંપડાય તો નિશ્ચય તે નિ-ધન થઇ વહેલો સ્વધામ સિધાવે. વળી સર્વ વ્યસન કરતાં

દારૂનું વ્યસન અતિ ભયંકર છે. તેનાથી દ્રવ્ય, કીર્તિ તથા શરીર એ ત્રણેનો નાશ થાય છે. આ ઉપરાંત આ વ્યસન કરનાર મનુષ્ય ધર્મભ્રષ્ટ થઇ હિંસાદિ પાપનો ભોક્તા થાય છે. કોવરામણમાં પડેલા અનેક જીવજંતુ મરણ પામે છે અને તેનો પછી રસ કાઢવામાં આવે છે તેને દારૂ કહે છે. ટુંકામાં વીલાયતી ખાંડ બનાવવાની રીત કરતાં પણ દારૂ બનાવવાની રીત વધારે ખરાબ છે. પીનાર શખ્સ તે કેવી રીતે બને છે તે બાબત ધ્યાનમાં લે અને ખાત્રી કરે તો તેને દારૂ પીવા તરફ પુનઃ મન થશેજ નહિ. વળી અનિયમિતપણે પીનારને તેનો નિશો ચઢે છે, જેથી તેને પોતાના શરીરનું ભાન પણ રહેતું નથી. અને છેવટે રસ્તામાં પડવું પડે છે. આથી તેની કીર્તિનો પણ નાશ થાય છે, અને અન્ય કોમોમાં નિંદાપાત્ર થઈ સમગ્ર બ્રાહ્મણ કોમને લજ્જાસ્પદ બનાવે છે તે જુદો.

માટે આ શર્વ નુકશાન ધ્યાનમાં લેઇ છતી આંખે આંધળા બની દુર્વ્યસનના ઉંડા ધરામાં પડતું મુકયા પહેલાં બ્રહ્મ બંધુઓ વિચાર કરો ! તેમાંજ ત્હમારી તથા ત્હમારી ભવિષ્યની પ્રજાની ઉન્નતિ સમાયેલી છે. ત્હમે દુર્વ્યસનનો ત્યાગ કરશો તોજ ત્હમારા પુત્રોમાં તેનું અનિષ્ટ દર્શન નહિ થવા પામે, પરંતુ જો ત્હમેજ તમાકુ ખાશો કે સુંઘશો તો તે ત્હમારાથી એક પગલું આગળ વધી તમાકુ ફુંકવાનું શરૂ કરશે; અને ભાંગને બદલે જરૂર તે સુરાપાન કરતાં શીખશે. માટે, બ્રહ્મપુત્રો ! વેળાસર ચેતો અને ત્હમારા તથા ત્હમારી ભવિષ્યની પ્રજાના હિતની ખાતર આ દુર્વ્યસનરૂપી શત્રુનો પરાભવ કરવા કમર કસો.

**ઈર્ષ્યા તથા કુસંપ**—આપણે પ્રથમથીજ કહ્યું છે કે

જ્ઞાતિના જ્યારથી અનેક વિભાગ થયા ત્યારથીજ બ્રાહ્મણોના એકબીજાપ્રતિના પૂર્વેના ભ્રાતૃભાવે વિદાયગીરી લીધી છે. આ રીતે વિભક્ત થયેલી જ્ઞાતિઓમાં પણ કુસંપના આવિર્ભાવને લીધે જુદાં જુદાં તડ પડતાં ગયાં, જ્ઞાતિ મનુષ્યોમાં મારામારી થવા લાગી, અને કેટલાકનાં માથાં પણ ફૂટયાં. કુસંપનું મૂળ ઇર્ષ્યા છે. ઈર્ષ્યા તથા અસુયા ઇત્યાદિ દુર્ગુણોથીજ કુસંપનો ઉદ્ભવ થાય છે. આ ઈર્ષ્યાના તો બ્રાહ્મણો સાગર બન્યા છે. એક બ્રાહ્મણ પોતાના જ્ઞાતિભાઇને ઉન્નત થતો જોઇ આહ્લાદ પામવાને બદલે તેની ઈર્ષ્યા કરવા ચુકતો નથી. ઈર્ષ્યાના આવિર્ભાવને લીધે કુસંપના ઝેરી બી સમગ્ર બ્રાહ્મણ કોમમાં પ્રસરેલાં જણાય છે. આથી જે બ્રાહ્મણો પૂર્વે અન્ય કોમોથી દેવતુલ્ય પુજાતા, અને અન્ય કોમોના મનુષ્ય તેમના હમેશના દાસ બની અનેક રીતે તેમની સેવા ઉઠાવતા, અને જેની વિરૂદ્ધ એક શબ્દ પણ ઉચ્ચારવા કોઈ હિંમત ન ધરતું તેજ બ્રાહ્મણોના તનુજો હવે અન્ય કોમોમાં નિંદાપાત્ર થતા જાય છે. કુસંપનો સળો તેમનામાં એટલે દરજ્જે વૃદ્ધિ પામ્યો છે કે **ब्राह्मणो ब्राह्मणं दृष्ट्वा श्वानवत् घुरघुरायते** એ ઉક્તિને છેવટે તેઓ લાયક થયેલા માલુમ પડે છે. આથી અન્ય કોમોની તેમના ઉપરની પ્રથમની આસ્થા તથા સેવાપરાયણતાનો દિનપ્રતિદિન નાશ થતો જાય તેમાં શી નવાઈ છે ? સંપરૂપી સુકોમળ ફળની સ્વાદિષ્ટતા પૂર્વેના બ્રાહ્મણોએજ પુરેપુરી અનુભવી હતી, હાલ તેના અભાવને લીધે બ્રાહ્મણો કેવી શોચનીય સ્થિતિ પ્રાપ્ત કરી બેઠા છે તે જોઇ વૃદ્ધ પિતા અને તેના ચાર પુત્રોનું સંપ વિષેનું દૃષ્ટાંત આપણી સ્મૃતિમાં આવ્યા વિના રહેતું નથી.

# ચતુર્થ વિભાગ.

## પ્રકરણ ૧ લું.

### જ્ઞાતિઓનું સંમિલન.

ઉપરના સર્વ વૃત્તાંત ઉપરથી એમ જ સમજાશે કે પૂર્વેના બ્રાહ્મણોને જેટલે દરજ્જે ઉચ્ચગામી સ્થીતિનો અનુભવ થયો હતો તેટલેજ દરજ્જે અર્વાચીન સમયના બ્રાહ્મણોને તેમની અધોગત સ્થીતિનું યથાર્થ દર્શન થયુ છે. પરંતુ તે સ્થીતિને માત્ર રડી, બેશી રહેવાતું નથી. આ સ્થીતિમાંથી મુક્તિ મેળવી, પ્રથમની ઉચ્ચગામી સ્થીતિ શી રીતે પ્રાપ્ત કરવી, અને તેને માટે શા શા ઉપાયો યોજવા, તેનો વિચાર કરી તે યોજનાઓનું પાલન કરવું જરૂરતું છે. માટે હવે તે પરત્વે વિચાર કરવા આપણે પ્રવૃત્તિ કરીએ.

**જુદી જુદી જ્ઞાતિઓનું સંમિલન**—પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે જ્યારથી બ્રાહ્મણોના પ્રથક્ પ્રથક્ જ્ઞાતિઓમાં વિભાગ થયા ત્યારથીજ તેમને પોતાની અવનત સ્થીતિનો શનૈઃ શનૈઃ અનુભવ થતો ગયો છે. પૂર્વેનો ભ્રાતૃભાવ નષ્ટ થવાથી **अयं निजः परो वेति गणना लघुचेतसाम्** એ નિયમ પ્રમાણે તેમનાં અંતઃકરણ લઘુદર્શી બની ગયાં છે; અનેક અનિષ્ટ રીવાજો તથા દુર્ગુણો પ્રવિષ્ટ થવા પામ્યા છે; અને કુસંપરૂપી સળો પેસવાથી ઉત્તરોત્તર આધુનિક અધમ સ્થીતિ પ્રાપ્ત થઈ છે. માટે પ્રથમતો અગાઉની માફક સમગ્ર બ્રાહ્મણ કોમને એકત્ર થવાની આવશ્યકતા છે. કદી એકદમ આ સાહસ કરવું અનુચિત તથા દુર્ઘટ છે એમ લાગતું હોય તો છેવટે નીચે પ્રમાણે વ્યવસ્થા કરવી તો ખાસ જરૂરની છે.

હાલ બ્રાહ્મણોમાં જે જે જ્ઞાતિ છે તેમાંની જેટલી જ્ઞાતિઓમાં સાથે બેશી જમવાનો વ્યવહાર છે તે સર્વ એકત્ર થાય તો તેમાં કોઈપણ રીતનો વાંધો હોય તેમ લાગતું નથી. જેનાં માત્ર નામ શ્રવણ કરવાથી જ કર્ણેન્દ્રિય વિસ્મય પામે તેવી પ્રથક્ પ્રથક્ જ્ઞાતિઓના વિભાગની કાંઈપણ જરૂર નથી. આથી તેવાં અનેક પ્રથક્ પ્રથક્ નામ કાઢી નાંખી માત્ર તેઓને "બ્રાહ્મણ" એજ પ્રાચીન પુણ્યવાહી નામ આપવું જરૂરનું છે. સામાન્ય દૃષ્ટિએ જોતાં તો કોઈપણ બ્રાહ્મણજ્ઞાતિ તરફ ભેદ દૃષ્ટિથી જોવાની જરૂર નથી, કારણ કે સર્વે એક સરખા પવિત્ર ઋષિઓનાં તનુજો છે. આમ છતાં પણ કેટલીક આચારભ્રષ્ટ જ્ઞાતિઓ સાથે એકત્ર થવાથી કેટલાકની વૃત્તિ દુભાશે, માટે આવી રીતની આચારભ્રષ્ટ તથા બ્રાહ્મણધર્મનું પાલન નહિ કરનાર, અભક્ષ્ય વસ્તુ ખાનાર, સુરાપાન કરનાર જ્ઞાતિઓને પૂર્વેનું બ્રાહ્મણ એ પવિત્ર નામ નહિ આપતાં તેમને **અવિપ્ર** એવી સંજ્ઞા આપવી ઉચિત છે. નાગર બ્રાહ્મણોમાં પણ જે ૭ વિભાગ પડેલા માલુમ પડે છે તે સર્વે કાઢી નાંખી માત્ર **નાગર** એજ નામ કાયમ રાખવું જરૂરનું છે. આ ઉપરાંત તપોધન બ્રાહ્મણોની સાથે પણ કોઇ ભાણાવ્યવહાર રાખવાની ન પાડે તો તેમને માટે પણ એક જુદી **તપોધન** એ નામની જ્ઞાતિ સ્થાપવી. આ રીતે **નાગર**, **બ્રાહ્મણ**, **તપોધન** અને **અવિપ્ર** એવાં અનુક્રમે ચાર નામ માત્ર રાખી અયોગ્ય ૮૪ નામ દૂર કરવાં જોઇએ.

—:*:—

## પ્રકરણ ૨ જું.

### બ્રહ્મસમાજો તથા તેમનું ફંડ.

આ પ્રમાણે એકત્ર થયા પછી વ્યવસ્થિત ચાર બ્રાહ્મણ

વર્ણોને ઉન્નતિનો સુપંથ ગ્રહણ કરવાની જરૂર છે. આ કાર્યસિદ્ધિ માટે દરેક વર્ણની એક એ રીતે ચાર **બ્રહ્મસમાજો** સ્થાપવી જોઇએ. આ ચારે સમાજનો કાર્યક્રમ એકજ રીતનો હોવો જોઇએ. આ ચાર સમાજોની અધિષ્ઠાતા તરીકે સાથે એક પાંચમી વરિષ્ઠ**બ્રહ્મસમાજ** સ્થાપવી જરૂરની છે. સદરહુ ચાર બ્રાહ્મણવર્ણની સમાજોએ દરેક મોટા શહેરમાં પોતાની **સંસ્થાઓ** સ્થાપવી જોઇએ, અને તે સંસ્થાઓએ બ્રહ્મસમાજના સિદ્ધાંતોથી અન્ય લોકોને વાકેફગાર કરવા જોઇએ. આ કાર્ય શહેરનાં ઉત્સાહી તથા વિદ્વાન યુવક વર્ગે માથે લેવું જોઇએ. વ્યવસ્થિત ચાર જ્ઞાતિઓના સંભાવિત તથા પ્રતિષ્ઠિત અગ્રેસરોએ બ્રહ્મસમાજમાં અંતઃકરણ પૂર્વક ભાગ લેવો જોઇએ, અને જ્ઞાત્યુન્નતિની ખાતર પોતાનું તન, મન, તથા ધન અર્પી આત્મ ભોગ કરવો જોઇએ. આ ભગીરથ કાર્ય સિદ્ધ કરવા માટે પ્રથમ તેમણે પોતાનો સ્વભાવ નમ્ર તથા સહિષ્ણુ બનાવવો જોઇએ, કારણકે આ કાર્ય સિદ્ધ કરવામાં તેમને અનેક લોકો તરફથી અપમાન સહન કરવું પડશે. અને **कार्यं साधयामि वा देहं पातयामि** એ રીતનો સુદ્રઢ નિશ્ચય કરી આ કાર્યમાં તેમને જોડાવું જોઇએ. કેટલીક વખતે એમ બને છે કે અગ્રેસરો અમુક નિયમો કરે અને તે પ્રમાણે વર્તવા બીજાને ભલામણ કરે, પરંતુ જ્યારે પોતાને તે પ્રમાણે વર્તવાનો સમય આવે ત્યારે તે નિયમનું ઉલ્લંઘન કરવા તેઓ તત્પર થાય તો આ પ્રમાણે તેમાં નજ થવું જોઇએ. પોતાની કોમને સુધારવી હોય તો તેમને પ્રથમ પોતાના પગ પરજ કુવાડો મારવાની જરૂર છે.

બ્રહ્મસમાજોનું ફંડ—આ રીતે વ્યવસ્થિત થયેલી બ્રહ્મસમાજોના નિભાવને અર્થે દ્રવ્યની જરૂર છે તો તેની વ્યવસ્થા શી રીતે કરવી? આ વિચાર હરકોઇના મનમાં ઉદ્ભવ પામશે. આથી પ્રથમ જ્ઞાતિવરા બંધ કરવા આવશ્યક છે. જુદી જુદી જ્ઞાતિઓમાં આપણે જોઇએ છીએ કે પ્રત્યેકવર્ષે લાખો રૂપૈયાનો માત્ર જમણવારમાંજ ભોગ થાય છે. તો આ રીતે ચોરાશી જ્ઞાતિઓમાં પ્રત્યેક વર્ષે ભોજનમાં પૈસાનો કેટલો વ્યય થતો હશે તો જોઇએ? વિચાર કરતાં માલુમ પડશે કે આ રીતે પ્રત્યેક વર્ષે લગભગ વીસ પચીસલાખ કે તેથી પણ વધુ રૂપિયા જેટલો વ્યય બ્રાહ્મણ કોમમાં થઇ રહ્યો છે. આ રીતે થતા દ્રવ્યના વ્યયથી સમગ્ર બ્રાહ્મણ કોમને શો ફાયદો થાય છે? જ્ઞાતિ બાળકોને તેથી શું ઉત્તેજન મળે છે? સદાચાર તથા નીતિનું કેટલું પાલન થાય છે? સંપની કેટલે દરજ્જે વૃદ્ધિ થાય? કાંઇજ નહિ. તાત્પર્ય કે આ રીતે ખર્ચ કરેલા પૈસાનો સદુપયોગ થતો નથી.

ત્યારે આ પૈસાનો સદુપયોગ શી રીતે થાય? આ રીતે થતો પૈસાનો દુર્વ્યય અટકે અને તેનો સદુપયોગ થાય તેટલા માટેજ પ્રથમથી કહેવામાં આવ્યું છે કે સદરહુ ચોરાશી વિભાગો દૂર કરી માત્ર નાગર બ્રાહ્મણ, તપોધન અને અવિપ્ર એ ચાર બ્રાહ્મણોના મોટા સમુહ રાખવા. આ પ્રમાણે જ્ઞાતિઓના સમુહો મોટા થવાથી સાધારણ પંક્તિના મનુષ્યો જ્ઞાતિ ખરચનો બોજો ઉપાડી નહિ શકે, અને તેથી શક્તિ ઉપરાંત ખર્ચ કરવા તેમનું મન ઉત્સુક નહિ બને. આથી તેમના સંપાદન કરેલા પૈસાનો સંચય થશે, અને તેથી તેમનું પ્રથમ પૈસાના અભાવને લીધે બનેલું સંકુચિત

અને બદલાઈ વિકસિત બનશે. મન વિકાસ પામ્યાની સાથે બ્રાહ્મણ કોમની ઉન્નતિનાં સાધન શોધવાની તેમની ઉત્સુકતા જાગૃતિ પામશે, અને તે સમયે બ્રહ્મસમાજની સંસ્થાઓ તેમની પાસે માગણી કરશે તો તેઓ તે માગણીનો સત્કાર કરશે. સદરહુ ચાર જ્ઞાતિના મનુષ્યોએ બ્રહ્મસમાજની ઉદારવૃત્તિઓપર પુરતું લક્ષ્ય આપી પોતાને ત્યાં લગ્ન વા મરણપ્રસંગ આવે અને તેમાં જેટલો ખર્ચ કરવા તેઓ માગે તેટલીરકમ, બલકે, તેથી અર્ધી રકમ જ્ઞાતિહિતાર્થે તેમણે બ્રહ્મ સમાજમાં ભરવી, અને જ્ઞાતિ ભાઇઓએ તેમના શીરથી જ્ઞાતિભોજનનું મહેણું ઉતારવું. આ ઉપરાંત દરેક જણે દરવર્ષે યથાશક્તિ બ્રહ્મ સમાજના ફંડમાં ભરવું, એવી રીતનો જ્ઞાતિ અગ્રેસરો તરફથી પુરતો આગ્રહ થવો જોઇએ. આ પ્રમાણે જો માત્ર ગુજરાત અને કાઠિયાવાડના બ્રાહ્મણોમાંજ થતો પૈસાનો વ્યય અટકે તો પ્રત્યેક વર્ષે દશ કે પંદર લાખ રૂપિઆ જેટલી મોટી રકમ ભેગી થતી જાય. ઉત્તર અને દક્ષિણ હિંદુસ્તાન જ્યાં જ્ઞાતિભોજનનો રિવાજ નથી ત્યાં જ્ઞાતિઅગ્રેસરોએ બ્રહ્મસમાજના ફંડની વૃદ્ધિને અર્થે એક ફાળો નાંખવો જોઇએ. આ પ્રમાણે થવાથી ઘણા થોડા સમયમાં બ્રહ્મસમાજને અસંખ્ય નાણાંની પ્રાપ્તિ થાય, અને તે નાણાંનો સદુપયોગ સદરહુ બ્રહ્મસમાજ જ્ઞાત્યુન્નતિ અર્થે કરે જાય.

**બ્રહ્મસમાજને નાણાં સંબંધી અન્ય મદદ**—ક્ષત્રીય, વૈસ્ય અને શુદ્ર એ ત્રણે વર્ણોના ગુરૂ બ્રાહ્મણ છે એમ તેમાંના સૌ કોઇ કબુલ કરશે; ત્યારે પોતાના ગુરૂની અધમ સ્થીતિમાંથી મુક્તિ મેળવી આપનાર આ બ્રહ્મસમાજને તેમણે નાણા સંબંધી મદદ કરવી એ તેમનું કર્તવ્ય છે. હાલ

બ્રાહ્મણો ગમે તેવી અવનત સ્થીતિમાં આવી ગયા હોય છતાં પણ તે સર્વ પુજ્ય છે. તેમના ગુણ અવગુણપર લક્ષ્ય આપ્યાવિના તેમના પર બ્રાહ્મણોએ પ્રથમ કરેલા ઉપકારને સ્મરણમાં લાવી આ ઉત્સુક બ્રહ્મસમાજોને તેઓએ નાણાં સંબંધી મદદ કરવી જોઇએ. તેમણે યાદ રાખવું જોઇએ કે બ્રાહ્મણોની ઉન્નતિમાંજ તેમની ઉન્નતિ સમાયેલી છે. તેઓ અદ્યાપિ પણ બ્રાહ્મણોને પુજ્ય ગણી, બ્રહ્મભોજન કરાવી દાન દક્ષિણા આપે છે. પણ આ માર્ગ સમગ્ર બ્રાહ્મણ કોમની ઉન્નતિ કરી શકવા સમર્થ નથી. આથી તો તેઓ ઉન્નતિ કરવાને બદલે માત્ર મોદકભટ્ટ બની અવનતિમાંજ સડયાં કરશે. આ વિચાર ધ્યાનમાં લેઈ તેમણે સઘળા બ્રહ્મસમાજો તથા બ્રહ્મસમાજોની સંસ્થાઓની અરજ મન ધરી બ્રાહ્મણ કોમની ઉન્નતિના અર્થે એક ફંડ ઉભું કરવુ જોઇએ, અને આ ફંડમાં તેઓએ યથાશક્તિ પોતાની ઉદારવૃત્તિ દર્શાવવી નાણાં ભરવાં જોઇએ.

આ ઉપરાંત એક બીજી રીતે પણ બ્રહ્મસમાજને નાણાં સંબંધી મદદ મળે તેમ સંભવિત છે. હાલના દેશી રાજાઓ પણ બ્રહ્મસમાજની અરજ ધ્યાનમાં લે, અને સમજે કે પ્રાચીન સમયના ક્ષત્રી રાજાઓ બ્રાહ્મણોને પોતાનું સર્વસ્વ ગણતા; બ્રાહ્મણની સલાહથીજ તેમનું રાજ્ય સુરક્ષિતપણે ચાલતું, અને તેઓ બ્રાહ્મણોને ઘેર બેઠે અનેક ઉપહારો આપી તેમનુ મન સંતુષ્ટ રાખતા; વળી વિક્રમ તથા ભોજ જેવા પ્રતાપી રાજાઓના સમયમાં પણ પ્રતિષ્ઠા હતી; અને પ્રાચીન સમયના સર્વ નૃપતિઓ બ્રાહ્મણોને તેમની વિદ્યાને માટે પુજ્ય ગણી તેમનું સંરક્ષણ કરતા; અને 'ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ' એ પુણ્યવાચી નામથી સુપ્રસિદ્ધ થતા;

તો અત્યારે પણ તે વિદ્યાનો પુનરોદ્ધાર કરનાર આ બ્રહ્મસમાજની અરજ ધ્યાનમાં લેઈ તેમણે સમગ્ર બ્રાહ્મણ કોમની ઉન્નતિની ખાતર આ સમાજને આર્થિક મદદ કરી પોતાની ઉદારચરિતતા દર્શાવવી જોઈએ.

પરંતુ આ બે દિશાઓમાંથી સંભવિત મદદ બ્રહ્મસમાજનો કાર્યક્રમ શરૂ થયા વિના મળી શકે તેમ નથી. પ્રથમ તો બ્રાહ્મણોને પોતાની જાત ઉપરજ કુહાડો મારી આત્મભોગ કરવો જરૂર છે. એ આત્મભોગ જ્ઞાતિવરા બીલકુલ બંધ કરવાથી તથા બીજી અનેક રીતે બ્રહ્મસમાજના ફંડને ઉત્તેજન આપવાથી થઈ શકે તેમ છે. માત્ર બ્રાહ્મણોમાંથી ઉત્પન્ન થયેલું ફંડ બ્રહ્મસમાજનો કાર્યક્રમ આરંભ કરવા સમર્થ થશે, અને આ બ્રહ્મસમાજના સ્તુતિપાત્ર કાર્યોનો આરંભ થયો એટલે ઉપરની બે પ્રકારની નાણાં સંબંધી મદદ, અન્ય કોમો તથા દેશીરાજાઓની બ્રાહ્મણકોમ તરફ લાગણી આપોઆપ સતેજ થવાથી, થોડા સમયમાં મળી આવશે.

---

## પ્રકરણ ૩ જું.

### વરિષ્ઠ બ્રહ્મસમાજનું કાર્ય.

બ્રહ્મસમાજે તથા તેમની સ્થાપેલી સંસ્થાઓના ઉત્સુક અને ખંતીલા સભાસદો બ્રાહ્મણકોમમાંથીજ ઉત્પન્ન થતાં નાણાં વરિષ્ઠબ્રહ્મસમાજને સોંપે, અને તે તેની આ પ્રમાણે વ્યવસ્થા કરે.

૧ ગુરૂકુળ—વરિષ્ઠ બ્રહ્મસમાજે પ્રથમ તો ઉપરોક્ત ચાર વર્ણનાં ચાર ગુરૂકુળ સ્થાપવાં. આ ગુરૂકુળો તેણે એકાંત સ્થાનમાં રાખવા આ ગુરૂકુળની સ્થાપનાના સમાચાર ઉપરોક્ત

ચાર બ્રહ્મસમાજોએ તથા તેમની સંસ્થાઓએ દેશદેશ પોતાના જ્ઞાતિબંધુઓમાં ફેલાવવી અને જ્ઞાતિબંધુઓએ પણ પ્રથમના રીવાજ મુજબ આઠ વર્ષે પોતાના પુત્રોને ઉપવિત સંસ્કાર આપ્યા બાદ આ ગુરૂકુળોમાં મોકલવાનો આગ્રહ રાખવો. આ સમયની અંદર તેમણે પોતપોતાના પુત્રોને પોતાના દેશમાં પ્રચલિત ભાષાઓથી સાધારણ રીતે વાકેફગાર કરી લેવા. બ્રહ્મસમાજે સદરહુ ગુરૂકુળોને હરદ્વારનાં ગુરૂકુળ અનુરૂપ બનાવવાં સંસ્કૃત વિદ્યાનું પરિપઠન બ્રાહ્મણ બાળકોને કરાવવા સારૂ તેણે સદરહુ ગુરૂકુળોમાં સંસ્કૃત વિદ્યામાં પારંગત પંડિતો રોકવા. આ પંડિતોએ પણ સમગ્ર બ્રાહ્મણ કોમની ખાતર આત્મભોગ કરવો જોઈએ, અને તે બદલ બ્રહ્મસમાજ તેમના કુટુંબોની અન્નવસ્ત્રથી સંભાવના કરે આવેલા બ્રહ્મપુત્રોને આ પંડિતોએ પોતાના પુત્ર સમાન ગણી પ્રથમ ષટ્કર્મોનું યથાર્થ જ્ઞાન આપવું. અને તેમાંના પ્રત્યેકને ષટ્કર્મ અવશ્ય કરવાની ફરજ પાડવી. આ સાથે તેમણે તેમને નૈતિકબોધ આપવો, અને તેમને આ વયમાંથીજ સત્યવચની તથા જીતેંદ્રિય બનાવવા. જીતેંદ્રિય બનવાથી કામ, ક્રોધ, લોભ, મોહ, મત્સર ઈત્યાદિ ષટ્ રિપુઓનો તેમનામાં આવિર્ભાવ થશે નહિ, અને તેમની નાની વયમાંથીજ તેમના કોમળ હૃદયોમાં નૈતિક શિક્ષણનો બોધ રેડાવાથી દરેક સદ્ગુણો તેમનામાં પ્રકાશ થશે. આધુનિક સમયને અનુસરી જોતાં એમ ખાત્રી થશે કે માત્ર સંસ્કૃત ભાષાનું જ્ઞાન પર્યાપ્ત નથી, પરંતુ તેના સાથે રાજ્યભાષાની પણ આવશ્યકતા છે. આ વિચાર ધ્યાનમાં લેઈ બ્રહ્મસમાજે શુદ્ધ તથા સાત્વિકહૃદયી બ્રાહ્મણ ગ્રેજ્યુએટોને અધ્યાપક તરીકે રોકવા. જ્ઞાતિહિતચિંતક ઉત્કંઠ બ્રાહ્મણ ગ્રેજ્યુએટોએ આ પારમાર્થિક કાર્યમાં પાછી પાની ભરવી જોઈએ નહ

હિ. જે ગ્રેજ્યુએટો આ પ્રમાણે સ્વાત્મભોગ કરી અધ્યાપક તરીકે રહે તે ગ્રેજ્યુએટોના માતાપિતા તથા કુટુંબો પોતાનું પાલન સ્વાત્મબળથી કરવા શક્તિમાન ન હોય તો તે કુટુંબોની બ્રહ્મસમાજે અગ્રવસ્થાથી સંભાવના કરવી. સદરહુ વિદ્યાર્થીઓને રાજ્યભાષાનાં સાહિત્ય, ઇતિહાસ તથા વિજ્ઞાનશાસ્ત્રનું જ્ઞાન આપવું. આની સાથે સંસ્કૃત સાહિત્ય, ધર્મશાસ્ત્રો, તથા તત્વજ્ઞાન વિગેરેનો પંડિતોએ વિદ્યાર્થીઓને શીખવવાં, અને જેમ બને તેમ તે વિદ્યાર્થીઓમાં સાધુતાના ગુણોનો આવિર્ભાવ થાય તેમ કરવું. આ પ્રમાણે લગભગ પંદર વર્ષ પર્યંત અસ્ખલિતપણે બ્રહ્મચર્ય પળાવી બ્રહ્મબાળકોને સંસ્કૃત તથા રાજ્યભાષાનું કેટલુંક જ્ઞાન આપી તેમને પોતાના ઘર તરફ મોકલવા.

૨. **બ્રહ્મ કળાભૂવન**—આ સુક્ષિત બ્રહ્મપુત્રોને માટે બ્રહ્મસમાજે એક કળાભૂવન ઉઘાડવું આ કળાભૂવનની રચના મુંબાઇના કળાભૂવનની રચના ને રચના અનુરૂપ બનાવવી. માતા પીતાઓએ પોતાના પુત્રોનો આ કળાભૂવનમાં મોકલવાં. સદરહુ કળાભૂવનમાં દાખલ થનાર વિદ્યાર્થીઓને માટે યોગ્ય દાખલ ફી તથા મારીક ફી રાખવી. જેમના મા બાપો ભણાવવાને માટે તદ્દન અશક્ત હોય તેવા વિદ્યાર્થીઓને વરિષ્ઠ બ્રહ્મસમાજે ઉક્ત બ્રહ્મસમાજોની સંસ્થાઓનાં સરટીફીકેટથી મફત દાખલ કરવા, અને તેના બદલામાં તેમના મા બાપો પાસેથી તેમની શક્તિને અનુસાર નાણાંની રકમ લેવી. આ કળાભૂવનની સાથે એક ભવ્ય બોર્ડિંગહાઉસ સ્થાપવું, જ્યાં કળાભુવનમાં ભણતા વિદ્યાર્થીઓ રહે. આ ભવનમાં વિદ્યાઓને ઇચ્છિત કળાનું જ્ઞાન આપવું. સદરહુ કળાભૂવનમાં વિવિધ

કળાઓમાં પ્રવીણ બ્રાહ્મણઅધ્યાપકો રાખવા. આ અધ્યાપકોએ પણ સમગ્ર બ્રાહ્મણ કોમના હિતાર્થે આત્મભોગ કરી પોતાના પોષણને યોગ્ય પગારથી રહેવું. જો તેઓ આત્મભોગ કરી પોતાનું જીવન જ્ઞાતિહિતમાં અર્પણાજ બંધાતા હોય તો બ્રહ્મસમાજે તેમના કુટુંબોનું પાલન કરવું. વિવિધકળાશાસ્ત્રીઓ બ્રાહ્મણ કોમમાંથી મળી આવે તેમ નહોય તો અન્ય કોમોનાં મનુષ્યોને રોકવા. પરદેશગમન કરનાર ઉત્સુક વિદ્યાર્થીઓને બ્રહ્મસમાજે વિવિધ કળાઓની જ્ઞાન પ્રાપ્તિઆરૂ યુરોપ, અમેરિકા, ચીન, જાપાન ઇત્યાદિ કળાપ્રસિદ્ધ દેશોમાં મોકલવા. આ વિદ્યાર્થીઓએ તે તે દેશોની કળાઓનું જ્ઞાન પ્રાપ્ત કરી પાછા આવ્યા પછી પોતાની જીંદગીનો ભોગ પોતાના બ્રહ્મબંધુઓને તે કળાઓનું જ્ઞાન આપવામાંજ કરવો. આ રીતે થોડા સમયમાં કળાઓમાં નિપુણ એવો એક બ્રાહ્મણ અધ્યાપક વર્ગ પણ તૈયાર થશે. કળાભૂવનના સંબંધમાં નાણાં પુષ્કળ જોઇએ તો તે પ્રાપ્ત કરવાનું ભગીરથ કાર્ય સદરહુ ચાર બ્રહ્મસમાજોએ તથા તેમણે સ્થાપેલી સંસ્થાઓએ પૂર્ણ ખંતથી કર્યાજ કરવું. અને જ્ઞાતિબંધુઓએ પણ તેમાં પૂર્ણ જુસ્સાથી બ્રહ્મસમાજના ફંડને ઉત્તેજવું. ગુરૂકુળ તથા કળાભૂવનની સ્થાપના થઇ અને કાર્યક્રમ ધમધોકાર ચાલતો થયો એટલે અન્યકોમો તથા દેશીરાજાઓ પણ યથાશક્તિ બ્રાહ્મણ કોમની ઉન્નતિને અર્થે ઉપરોક્ત નાણાં સંબંધી મદદ આપવા ઉત્કંઠિત બનશે; અને તેમની તરફથી પણ અસંખ્ય નાણાની આવક બ્રહ્મસમાજને થયાં કરશે.

૩. પાઠશાળા—જે બ્રાહ્મણો યજમાનવૃત્તિને લીધે અને તેથી કળાભુવનમાં જવા અસમર્થ હોય તેવા બ્રાહ્મણો માટે દરેક મોટા શહેરોમાં સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપવી. આ પાઠશાળાઓમાં સમર્થ વિદ્વાનો રાખવા, અને તેમણે પણ ઉપર કહ્યા પ્રમાણે આત્મભોગ કરવો. સદરહુ પાઠશાળાઓમાં ક્રિયમાણકર્મ તથા સંસ્કૃત વિદ્યાનો આગળ અભ્યાસ કરવો. આ ઉપરાંત તેમને નીતિશાસ્ત્ર, માનસશાસ્ત્ર, ઇન્દ્રિયવિજ્ઞાન, તત્વજ્ઞાન બોધક સંસ્કૃત પુસ્તકોનો અભ્યાસ કરાવવો. સદરહુ વિદ્યાર્થીઓને ગુરૂકુળમાં રહ્યાથી અંગ્રેજી ભાષાનું પણ જ્ઞાન થયું થશે. આ જ્ઞાનનો ઉપયોગ તેમણે તે ભાષામાં હયાત તત્વજ્ઞાનના પુસ્તકો વાંચવામાં કરવો. આ પ્રમાણે થવાથી એક સમર્થ પંડિત તથા તત્વજ્ઞાની વર્ગનો પણ બ્રાહ્મણ કોમમાં ઉદ્ભવ થશે, અને તેનો પૂરું લાભ અન્ય કોમોને મળશે. આ રીતનો અભ્યાસક્રમ પુરો થયા બાદ સદરહુ વિદ્યાર્થીઓના મા બાપોએ પોતાની શક્તિ અનુસાર બ્રહ્મસમાજને મદદ કરવી.

૪. સ્કોલરશીપ—જે વિદ્યાર્થીઓની ઇચ્છા યુનીવર્સીટી અભ્યાસક્રમનું અવલંબન કરવાની હોય તેવા વિદ્યાર્થીઓને બ્રહ્મસમાજોએ હાઇસ્કુલોમાં દાખલ કરાવવા, અને યુનીવર્સીટીની મેટ્રીક્યુલેશન પસાર કર્યા પછી તેમને કોલેજોમાં દાખલ કરી ગ્રેજ્યુએટ બનાવવા. આ વિદ્યાર્થીઓને માટે બ્રહ્મસમાજે કોલેજોમાં સ્કોલરશીપો સ્થાપવી. આ સ્કોલરશીપ લેઇ ભણનાર વિદ્યાર્થીઓએ પોતાની જીંદગીનો ભોગ કરી જ્ઞાતિહિતાર્થે ગુરૂકુળમાં અધ્યાપક તરીકે દાખલ થવું, અને તેમના કુટુંબો અશક્તિમાન હોયતો બ્રહ્મસમાજોએ તેમની આજીવકાથી સંભાવના કરવી. આ રીતે

ગુરૂ કુળમાં દાખલ થઇ આત્મભોગ કરનાર ગ્રેજ્યુએટ વર્ગપણ ઉત્પત્તિ પામશે, અને ગુરૂકુળના પાયા તેથી સુદ્રઢ બનતા જશે.

કળાભુવનમાં શીખી વિદ્વાન્ થયેલા બ્રાહ્મણ વર્ગનું સન્માન થવું સ્વાભાવિક છે. મુખ્યત્વે કરીને આ વિદ્યાર્થીઓને દેશી રાજાઓ તરફથી આશ્રય મળવો જોઇએ. આ આશ્રય લેઇ તેઓએ પોતે શીખેલા હુન્નરોનો ઉપયોગ કરી દેશમાં હુન્નરની વૃદ્ધિ કરી પરદેશ જતી અઢળક લક્ષ્મીનો અટકાવ ધીમે ધીમે કરવો જોઇએ. પરદેશ જતું દ્રવ્ય ધીમે ધીમે અટકશે એટલે દેશીજનો સુખી અવસ્થામાં આવશે, અને તેમની સુખી અવસ્થાનો લાભ પાછો બ્રહ્મસમાજનેજ મળશે; અને તેથી બ્રહ્મસમાજ સમગ્ર હિંદુ કોમને ઉન્નતિમાં લાવી મુકવા સમર્થ બનશે. આથી પ્રથમની માફક બ્રાહ્મણોજ અન્ય કોમોને તથા દેશને પોતાના જ્ઞાન બળના પ્રતાપે ઉન્નત કરવા શક્તિમાન્ થયા એમ કહેવાશે.

૫. કન્યાકેળવણી—આ ઉપરાંત કન્યાઓ તેમની કુમારાવસ્થામાંથીજ કેળવાય એ હેતુથી સદ્ગૃહ્ બ્રહ્મસમાજે દેશે દેશ અને ગામેગામ કન્યાશાળાઓની સ્થાપના કરવી. આ શાળાઓમાં સુશિક્ષિત તથા સદાચરણી સ્ત્રીઓને હાથે તેમને ભાષાજ્ઞાન, શીવણકામ, ભરતકામ, ગુંથણકામ, ગણિત, ઇતિહાસ, ભૂગોળ તથા ગૃહવ્યવસ્થા ઇત્યાદિ સ્ત્રી ઉપયોગી વિષયોનું જ્ઞાન આપવું. આ જ્ઞાનની સાથે તેમનામાં પ્રથમથીજ નૈતિક તથા ધાર્મિક વૃત્તિઓનાં બી રોપવાં. આ શાળાઓમાં પ્રત્યેક મા બાપે પોતાની બાળકીઓને મોકલવી, અને બ્રહ્મસમાજોની સંસ્થાઓએ તેમને તેમ કરવાનો બોધ કરવો. આ શાળાઓની રચના એવા પ્રકારે

બનાવવી કે જેથી ગુર્જરીઓને ઉચ્ચ પ્રકારની કેળવણી મળી શકે અને તેથી તેઓ ભવિષ્યમાં પત્નીઓ તથા સ્ત્રીઓ તરીકેનું તેમનું કર્તવ્ય યથાર્થ સમજી શકે. આ ઉપરાંત દેશ તથા પરદેશોમાં જે જે વિચાર અને જ્ઞાનનો વધારો થતો જતો હોય તેવા વિચારો અને જ્ઞાન તેમના મગજમાં ઠસાવવાં માતા પીતાઓએ પોતાની બાળાઓને છ વર્ષથી તે તેર વર્ષની વય સુધી આ શાળાઓમાં ભણાવવી, અને પોતાની બાળાઓને ભણાવી સુશિક્ષિત બનાવવી એજ તેમનું લક્ષ્યબિંદુ હોવું જોઇએ.

૬. સ્ત્રીકેળવણી—આ રીત સુક્ષિત કન્યાઓનાં લગ્ન ગુરૂકુળ, કળાભુવન, વા સંસ્કૃતપાઠશાળામાં શીખી વિદ્વાન થયેલા યુવકો સાથેજ હેતસ્વી મા બાપોએ કરીને બાળાઓને તેમના પતિઓને સ્વાધીન કરવી. આ રીતે લગ્ન થયા પછી પણ તે સ્ત્રીઓના અભ્યાસક્રમનો તેમના પતિઓએ અટકાવ કરવો જોઇએ નહિ. આ સ્ત્રીઓનો અભ્યાસક્રમ જારી રહે તે હેતુથી સદરહુ પ્રણાળીમાજે તેમને માટે ગામે ગામ વનિતા વિશ્રામોની સ્થાપના કરવી. આ વિશ્રામોમાં જ્ઞાતિહિતાર્થે આત્મભોગ કરનાર સુપંડિતા તથા વ્યવહારદક્ષ સ્ત્રીઓને હાથે આ ગૃહણીઓને કેળવણી અપાવવી. અભ્યાસક્રમનો સમય એવો રાખવો કે જેથી ગૃહિણીઓને તેમના ગૃહસંસારમાં બીલકુલ ખલેલ નપહોંચે, અને તેઓ પોતાના પતિ તથા સાસુ સસરાના ઠપકા પાત્ર ન થાય. આ સમય સર્વ સ્ત્રીઓને માફક આવે તેવો એક કે બે કલાકનો રાખવો. આ વખતે સર્વ સ્ત્રીઓએ પોતાનું ગૃહકાર્ય આટોપી લેઇ અત્રસ્થાનેજ આવવું. આ સ્થળે તેમને વ્યવહારિક નીતિશાસ્ત્ર કરકસર, સભ્યતા, બાળકોની

ઉછેરણી, તથા તેમના બાળકોના આરોગ્યની સાચવણી, ગૃહસ્વચ્છતા, જનસમાજ સાથે વ્યવહાર રાખવાની કળા, બાળકોની બુદ્ધિનું અવલોકન, દેશમાં તેમજ પરદેશોમાં જે જે વિચારો તથા જ્ઞાનનો સ્ત્રીઓમાં વધારો થતો હોય તેવા વિચાર અને જ્ઞાનની સમજ, રાજ્ય બંધારણ, તેમને તથા તેમના બાળકોને લગતા કાયદાઓનું જ્ઞાન ઇત્યાદિ વિષયો સંબંધી જ્ઞાન આપવું. આ ઉપરાંત ગૃહસંસારમાં ઉપયોગી વિષયોની સાથે તેમને સાહિત્યનું પણ જ્ઞાન આપવું. વળી સદરહુ વનિતા વિશ્રામોમાં સ્ત્રીઓએ દર અઠવાડિએ તેમના ગૃહસંસારમાં ઉપયોગી જાહેર ભાષણો આપવાનો નિયમ રાખવો જેથી તેનો લાભ અન્યવર્ણની સ્ત્રીયો પણ લેવા ભાગ્યશાળી બને.

આ રીતે સુશિક્ષિત સ્ત્રીઓ પછી પોતાના પતિને ગૃહસંસારના યથાર્થ સુખનો અનુભવ કરાવી ધન્યો ગૃહસ્થાશ્રમઃ એ ઉક્તિનું સત્ય જરૂર દર્શાવી આપશે. દંપતી (પતિના જેટલીજ હકદાર) અર્ધાંગના ધર્મસહચારિણી ઇત્યાદિ પ્રશંસના પવિત્ર નામોની યોગ્યતાને તેઓ જરૂર પ્રાપ્ત થશે. દુર્ગુણ દુરાચાર કે અનીતિનો જરા પણ તેમનામાં અવિર્ભાવ નહિ થાય. સ્ત્રીઓની ઉન્નતિની પ્રજાની પણ ઉન્નતિ થશે. અને સ્ત્રીઓ તથા પ્રજાની ઉન્નતિ થયા પછી દેશની ઉન્નતિ આપોઆપ થશે.

આ સમયે સ્વર્ગસ્થ બ્રહ્મબંધુ કવિશિરોમણી અનુપમ નવલકથાકાર ગોવર્ધનરામભાઇના શબ્દો સ્મરણમાં આવી ખડા થાય તેમ છે. તેઓશ્રી કહે છે કે "સ્ત્રીઓ પંડિત થાય, કુટુંબપોષક થાય, રસજ્ઞ બને, સ્વસ્થ થાય, શરીરે બળવતી, રોગહીન અને સુંદર થાય, યોગ્યતાના પ્રમાણમાં

કુટુંબબંધનમાંથી તેઓ મુક્ત—સ્વતંત્ર થાય, ને તે મુક્તતા અને સ્વતંત્રતાથી કુટુંબની મુર્ખ ઇચ્છાઓ અને ક્લેશોમાંથી છુટી એ કુટુંબનાં ખરાં કલ્યાણ કરવા શક્તિમતી અને ઉત્સાહીની બને, કુટુંબના બાળકવર્ગને પોષણ અને શક્તિ આપે, અને વૃદ્ધ વર્ગોની કલ્યાણવાસનાઓ તૃપ્ત કરે; પતિસેવાપરાયણ થઇ પતિનું જીવન ઉન્નત બનાવે, અને તેનાં આંતરવિલાસોની ઉર્મિઓમાં પોતાના હૃદય તરંગ ભેળવી દેઇ મનુષ્ય જીવનને દિવ્યતામય કરી નાંખે, અને અન્તે સ્વદેશમાં ઉદય સૂર્યનાં તેજસ્વી રશ્મિઓ સંપૂર્ણ વિસ્તારથી પ્રસારે—એજ આર્ય સુન્દરીઓના જીવનની સફલતા છે. સ્ત્રી વિના ગૃહનથી, ગૃહ વિના પ્રજા નથી, અને પ્રજા વિના રાજ્ય નથી........સ્ત્રીની ઉન્નતિ વિના દેશની ઉન્નતિ અશક્ય છે.”

આ રીતની તેઓશ્રીની ઉક્તિનું સત્ય ખરેખર આપણી સુશિક્ષિત બ્રહ્મસ્ત્રીઓ દર્શાવે.

---

## પ્રકરણ ૪ થું.

### બ્રહ્મસમાજો તથા સંસ્થાઓનાં કર્તવ્ય અને તેની અસર.

પ્રથમથીજ કહેવામાં આવ્યું છે કે સદરહુ ચાર બ્રહ્મસમાજો તથા તેમણે સ્થાપેલી સંસ્થાઓનો બનતા પ્રયાસે ઉપરોક્ત વરિષ્ઠબ્રહ્મસમાજને નાણા સબંધી મદદ પુરી પાડવીની જરૂર છે. આ કાર્ય સિદ્ધ કરવા માટે દરેક સહેર વા ગામના જ્ઞાતિબંધુઓને સમગ્ર બ્રાહ્મણકોમના હિતાર્થે આ સંસ્થાઓ તથા બ્રહ્મસમાજોમાં આત્મભોગ

કરવો આવશ્યક છે. જ્ઞાતિઓનો આગેવાન વર્ગ આ પ્રમાણે પોતાનું તન, મન, અને ધન અર્પી આ સમાજો અને સંસ્થાઓમાં આગળ પડતો ભાગ લે તો તેઓ જ્ઞાતિ મનુષ્યોને અનેક રીતે સમજાવી વરિષ્ઠ બ્રહ્મસમાજને નાણાં સંબંધી મદદ કરાવવા શક્તિમાન્ થાય, અને તેમને બ્રાહ્મણકોમની ઉન્નતિનો સુપથ ગ્રહવાને ઉત્કંઠિત બનાવી શકે. આ ઉત્કંઠાની જાગૃતિ અર્થે સદરહુ ચાર બ્રહ્મસમાજોએ એક એક એમ બધાં મળીને ચાર વર્તમાનપત્રો કાઢવાં. આ પત્રોનું લવાજમ જૂજ રાખવું, જેથી જ્ઞાતિનો હરકોઈ મનુષ્ય તે લેવા સમર્થ થાય. આ પત્રો દ્વારા તેમણે વરિષ્ઠબ્રહ્મસમાજના પારમાર્થિક સિદ્ધાન્તોની જ્ઞાતિમનુષ્યોને માહિતી આપવી, જેથી સ્વાભાવિક રીતે લોકોની લાગણી બ્રહ્મસમાજને ઉત્તેજન આપવા તરફ ઉશ્કેરાય. આ લાગણીની ઉશ્કેરણીની સાથે જ્ઞાતિબંધુઓએ એકદમ પ્રચલિત જ્ઞાતિવરાઓનો અટકાવ કરી તે નાણાં લાગલાં બ્રહ્મસમાજમાં ભરી દેવાં. આ પ્રમાણે બે વર્ષ સુધી અસ્ખલિતપણે જ્ઞાતિબંધુઓનો પ્રયાસ ચાલુ રહે તો ઉત્પન્ન થયેલાં નાણાંમાંથી ઉપરોક્ત ગુરૂકુળોની સ્થાપના થઈ શકે. ગુરૂકુળો સ્થપાયાની સાથે સદરહુ બ્રહ્મસમાજે એ પત્રદ્વારા પોતાના જ્ઞાતિબંધુઓને આ ગુરૂકુળોમાં મોકલવાની સખત ભલામણ કરવી, અને સરહુ ગુરૂકુળોમાં કોઈપણ રીતે બાળકોને હેરાનગીરી થશે નહિ એ પ્રકારની લોકોને ખાત્રી કરી આપવી. આ ઉપરાંત ત્યાં ચલાવવાનો અભ્યાસક્રમ તેમણે લોકોની દૃષ્ટિ સન્મુખ રજુ કરી તેનું પરિણામ શું આવશે અને સમગ્ર બ્રાહ્મણ કોમને બલકે સમગ્ર હિંદુ કોમને શા ફાયદા થશે તેનો ચિતાર તેમની

આગળ પત્રદ્વારા રજુ કરવો. અભ્યાસક્રમ બેશક હાલના શા-
ળાગૃહો કરતાં વધુ સરસ હોવાથી પોતાના પુત્રોને આ ગુરૂ-
કુળોનો લાભ આપવામાં જ્ઞાતિબંધુઓ પાછી પાની નહિ ભરે.

બ્રહ્મસમાજોનું બીજું કાર્ય ગામેગામ તથા દેશેદેશ કન્યા-
શાળાઓ સ્થાપન કરવી તે છે, જેથી બ્રાહ્મણબાળકોની
સાથે બ્રાહ્મણબાળકીઓ પણ વિદ્યાનું અનુપમ ફળ ચા-
ખવા ભાગ્યશીળ બને, કન્યાકેળવણીની આવશ્યકતા
સદરહુ બ્રહ્મસમાજોએ પ્રકાશિત કરવી. અને કન્યા કેળ-
વણીથી તેમની ભવિષ્યની જીંદગીમાં થતા ફાયદા અને
તેના અભાવને લીધે થતા ગેરફાયદા લોકોની દૃષ્ટિ સન્મુખ
મુકવા. આ પ્રમાણે થવાથી પત્યેક હેતસ્વી માબાપ પો-
તાની પુત્રીઓને આ કન્યાશાળાઓનો લાભ આપવાથી
પાછાં ડગલાં નહિ ભરે.

આ ઉભય કાર્ય સિદ્ધ થયા પછી બ્રહ્મસમાજોને બ્રહ્મ
કળાભૂવનની સ્થાપનારૂપી ત્રીજું કાર્ય હાથે ધરવું આવ-
શ્યક છે. બ્રહ્મસમાજોએ સદઃહુ પત્રોદ્વારા કળાભૂવનની
સ્થાપના તથા તેના દીર્ધદર્શી હેતુઓથી લોકોને વાકેફગાર
બનાવવા; અને પુખ્ત ઉમ્મરના વિદ્યાર્થીઓને સદરહુ ક-
ળાભૂવનમાં દાખલ કરવાનો આગ્રહ સંસ્થાઓએ કરવો.
કળાભૂવનની રચના બેશક પ્રશંસા પાત્રજ થશે, એટલે
પોતાના પુત્રોને અહિં દાખલ કરવાની આકાંક્ષા પ્રત્યેક
હેતસ્વી મા બાપને થયા વિના રહેશે નહિ; પણ તેઓએ
યાદ રાખવું જોઇએ કે કળાભૂવનની સ્થાતિનો આધાર
બ્રહ્મસમાજનાં નાણાં ઉપરજ છે, અને તેથી તેમણે પોતાના
પુત્રોના હિતની સાથે સમગ્ર બ્રાહ્મણ કોમના બાળકોનું
હિત ધ્યાનમાં લેઇ પ્રત્યેક વર્ષે યથાશક્તિ નાણાં બ્રહ્મસ-

માજમાં ભર્યાંજ જવાં જોઇએ. આ ઉપરાંત મરણ, લગ્ન કે અન્ય કોઇ શુભાશુભ પ્રસંગે પોતે પૈસાનો જે વ્યય જ્ઞાતિભોજનમાં કરવા ધારે તે વ્યય પોતાનો જ્ઞાતિબંધુઓને કોઇપણ રીતે ઉપયોગ કર્તા નથી એમ સમજી જ્ઞાતિ ભોજન કરાવવાને બદલે તે નાણાં બલકે, તેથી અર્ધા નાણાં પણ બ્રહ્મસમાજના ફંડમાં તેઓએ અવશ્ય ભરવાં. આ રીતે જ્ઞાતિબંધુઓ તરફથી અસ્ખલિતપણે થતી નાણાંની મદદથી ગુરૂકુળ, કન્યાશાળા તથા કળાભૂવનનો ખર્ચ નભી શકશે. વળી બ્રહ્મસમાજો તથા તેમણે સ્થાપિત સંસ્થાઓના પ્રયાસથી અન્ય કોમો તથા દેશી રાજાઓ તરફથી પણ પ્રત્યેક વર્ષે મદદ ચાલી આવશે. કળાભૂવનમાં વિદ્યાર્થીઓનો ટોટો નહિ પડે કારણ કે લગભગ સાત આઠ વર્ષમાં તો ગુરૂકુળોમાં ભણી વિદ્વાન થયેલા શારિરિક તેમજ નૈતિક બળવાળા બ્રહ્મચારીઓ દાખલ થશે, અને તેથી કળાભૂવનનું કાર્ય આગળને આગળ ચાલ્યું જશે.

આ ત્રણ કાર્ય સિદ્ધ થયા પછી વરિષ્ઠબ્રહ્મસમાજને સ્ત્રીઓની સ્થીતિ ધ્યાનમાં લેઇ તેમને સારૂ ઉપરોક્ત વનિતાવિશ્રામો સ્થાપન કરવાની આવશ્યકતા છે, કારણ કે ભવિષ્યની પ્રજાનો આધાર માત્ર સ્ત્રીશિક્ષણ પરજ છે. આ વિશ્રામોની બલામણ બ્રહ્મસમાજો તથા તેમની સંસ્થાઓ તરફથીજ થતી રહેવી જોઇએ, અને સાથે જ્ઞાતિબંધુઓને પણ પોતાની સ્ત્રીઓને સુશિક્ષિત બનાવી ધર્મપત્નીયો તરીકેની તેમની ફરજો અદા કરાવવાનો અટલ નિશ્ચય હોવો જોઇએ. વનિતાવિશ્રામમાં બ્રહ્મસ્ત્રીઓને ઉપરોક્ત રીતે પૂર્ણ રીતે ગૃહસંસાર, તથા સ્હેજસાજ દેશપરદેશના વાતાવરણનું આવશ્યક જ્ઞાન મળી શકશે. સ્ત્રીઓની અવ-

નત સ્થીતિ માત્ર જ્યાંસુધી તેમના મન અજ્ઞાનાંધકારમાં ડુબી રહે ત્યાં સુધીજ રહેવા પામશે, પરંતુ જ્યાં તેમના મન જ્ઞાનદીપની જ્યોતિથી પ્રકાશિત થયાં કે તરતજ તેમનામાં ગૃહ કરી વસેલા દરેક દુર્ગુણો નાશ પામશે, અને અલ્પ સમયમાં તેઓ સ્વાત્મપ્રકાશથી સમગ્ર કોમને, અરે! સમગ્ર હિંદુપ્રજાને દેદિપ્યમાન્ કરવા શક્તિમાન્ થશે.

હવે ગુરૂકુળોમાંથી વિદ્યા શીખી આવેલ શુદ્ધહૃદયી વિદ્યાર્થીઓમાંથી જેની શક્તિ કળાભૂવનમાં દાખલ થઇ શકે તેમ ન હોય તેવા વિદ્યાર્થીઓને માટે બ્રહ્મસમાજે સંસ્કૃત પાઠશાળાઓ સ્થાપવી. આ પાઠશાળાઓની ભલામણું સદરહુ બ્રહ્મસમાજો તથા તેમની સંસ્થાઓએ પુર્ણ રીતે કરવી, અને અહિં તેમને પ્રથમોક્ત રીતે જ્ઞાન આપી વિદ્વાન્ શાસ્ત્રીઓ તથા તત્વવેતાઓ બનાવવા. આ વિદ્વાનોએ પણ બને તેટલો આત્મભોગ બ્રાહ્મણકોમના હિતાર્થે કરવા ચુકવું નહિ. ટુંકામાં એજ કે તેમણે બ્રહ્મસમાજને અપકારી ન નિવડવું.

ગુરૂકુળોમાં સુશિક્ષિત બ્રહ્મચારીઓમાંથી જેની ઇચ્છા યુનીવર્સીટી અભ્યાસક્રમમાં જોડાવાની હોય તેવાઓને માટે વરિષ્ઠબ્રહ્મસમાજે હાઇસ્કુલો અને કોલેજોમાં સ્કોલરશીપો સ્થાપવી, અને જ્ઞાતિહિતાર્થે આત્મભોગ કરવાની સરતે તે વિદ્યાર્થીઓને તેનો લાભ આપવો, અને આ વિદ્યાર્થીઓએ જ્ઞાતિહિતાર્થેજ પોતાનું જીવન અર્પવું.

હવે ગુરૂકુળોમાં ભણી આવેલ વિદ્યાર્થીઓ કળાભુવન, સંસ્કૃતપાઠશાળાઓ કે હાઇસ્કુલોમાં ઉપરોક્ત રીતે વહેંચાઇ જશે, જેથી જુદા જુદા વિષયોમાં વિદ્વત્તા પ્રાપ્ત કરેલો પંડિતવર્ગ ટુંક મુદતમાં અસ્તિત્વ પામશે. આ વિદ્વાનવર્ગ

પણ પાછો પોતાના બ્રહ્મબંધુઓને પોતાની વિદ્યાનો પુરે પુરો લાભ આપશે, બ્રાહ્મણ કોમ હિતાર્થે સ્વાત્મભોગ કરશે, અને એમ થવાથી ઉતરોતર બ્રહ્મકોમની ઉન્નતિ થયાંજ કરશે. પરદેશગમન કરી વિવિધ કળાઓનું જ્ઞાન પ્રાપ્ત કરેલો વર્ગ દેશમાંથી જતું અસંખ્ય દ્રવ્ય અટકાવી શકશે, અને તેથી દેશની સમૃદ્ધિ વધશે, અને તેનો લાભ છેવટે સમાજનેજ મળશે.

**અનિષ્ટ રીવાજો તથા દુર્ગુણોનો નાશ**—લોકોમાં આ પ્રકારની જાગૃતિ આવ્યા પછી તેમનામાં અનિષ્ટ રીવાજોમાંનો એક પણ રહેવા પામે એ ધારવું અયોગ્ય છે; છતાં પણ સદરહુ બ્રહ્મસમાજોની સંસ્થાઓએ દર અઠવાડીએ બાળલગ્ન, કન્યાવિક્રય, દ્વિત્રિયા પરદેશગમન પ્રતિ જ્ઞાતિપ્રતિબન્ધ ઇત્યાદિ વિષયો વિરૂદ્ધ જાહેર ભાષણો અસ્ખલિતપણે આપ્યાંજ જવા, જેથી આ દુષ્ટ રીવાજોનું અસ્તિત્વ જો થોડે અંશે હશે તો તે સત્વર વિદાયગીરી લેશે. સદરહુ બ્રહ્મસમાજોએ પણ આ વિષયો પરત્વે પ્રસંગતઃ ચર્ચા કરવી એટલે લોકોની આંખો પુરેપુરી ઉઘડશે, અને તેઓ પોતાના પુત્રોને ઉપરોક્ત ગુરૂકુળોમાં ઉપવિત સંસ્કાર આઠ વર્ષે આપ્યા પછી તુરત મોકલી આપશે. વળી આ સુશિક્ષિત પુત્રોનો ગુરૂકુળમાં પંદર વર્ષે અભ્યાસક્રમ પુર્ણ થયા બાદ તેઓ તેમને લાગલાજ કળાભૂવન, સંસ્કૃતપાઠશાળાઓ કે હાયસ્કુલોમાં વિદાય કરશે. આ પુત્રો સદરહુ સ્થાનકોએ જ્ઞાન પામી વીશ કે પચીસ વર્ષની ઉમ્મરે જ્યારે ઘેર આવશે ત્યારે તેમનાં હેતસ્વી માતાપીતાઓ ઉપરોક્ત કન્યાશાળાઓમાં સુશિક્ષિત તેર વર્ષની બાળાઓ સાથેજ તેમનાં લગ્ન કરશે. આથી બાળલગ્નનો રીવાજ સમૂળ

નાશ પામશે. વળી બ્રહ્મસમાજોની સંસ્થાઓ તરફથી ઉપરાઉપરી ભાષણો થશે એટલે લોકોનાં મન સુધરશે, અને કન્યાવિક્રય, દ્વિતીયા ઇત્યાદિ દુષ્ટ રીવાજોનો પણ ધીમે ધીમે નાશ થશે. પરદેશગમન કરવા ઉત્સુક બ્રહ્મપુત્રોને વરિષ્ઠબ્રહ્મસમાજ તરફથી ઉત્તેજન મળશે, અને તેથી તે સંબંધી જ્ઞાતિપ્રતિબંધ પણ જ્ઞાતિબંધુઓમાં જ્ઞાનરૂપી જ્યોતિનો પ્રકાશ પડયાની સાથે જરૂર દૂર થશે.

સ્ત્રીઓના મનનું અજ્ઞાન પણ જ્ઞાનપ્રાપ્તિ થવાથી નાસવા માંડશે, જેથી તેમનામાં પ્રચલિત રોવાકુટવાનો તથા લગ્ન પ્રસંગે બીભત્સ ગીત ગાવાનો રીવાજ સ્વયં દૂર થશે. વળી સ્ત્રીઓમાં અગણિત સદ્‌ગુણો પ્રાપ્ત થવાથી ગૃહિણી એ શુભ નામને તેઓ યથાર્થ રીતે દીપાવશે. બ્રહ્મબાળકો પણ આવી રીતના વાતાવરણમાં જ્ઞાન પામશે, અને જ્ઞાત્યુન્નતિના પૂર્ણ જુસ્સામાં તેમનાં મન સદૈવ રમણ કરશે એટલે તેમનામાં એક પણ દુર્ગુણનો આવિર્ભાવ થશે નહિ.

---

## પ્રકરણ ૫ મું,

### ધર્મોન્નતિ.

વિદ્યાની ઉન્નતિ થયાની સાથે પ્રાચીન હિંદુધર્મની પણ ઉન્નતિ થવી આવશ્યક છે. પ્રથમથીજ જણાવવામાં આવ્યું છે કે ધર્મને અવનતિમાં લાવી મુકનાર ધર્માચાર્યોનું વિલાસીપણું, પાશ્ચિમાત્ય પ્રજાઓનો સંસર્ગ તથા ઉદરપોષણાર્થે થયેલા ઢોંગી જટાધારી બાવાઓનું અસ્તિત્વ તે છે. આ અડચણો દૂર કરવા માગીએ તો પ્રથમ ધર્માધ્યક્ષોએજ પોતાની સાધુતાની લોકોમાં છાપ પાડવી

જોઇએ, અને પોતે અખંડ બ્રહ્મચર્યવ્રત પાળી ધર્મોપદેશ-માંજ પોતાનું જીવન અર્પવું જોઇએ. ધર્મમાં પ્રચલિત વિવિધ સંસ્થાઓનાં મૂળ શોધી દરેક ધર્માચાર્યોએ પોતાનો મતભેદ દૂર કરી પ્રથમના હિંદુ સનાતનધર્મનોજ બોધ પ્રજાવર્ગને કરવો જોઇએ. અધર્મી અને અણસમજુ પ્રજાવર્ગને તેમણે અનેક રીતે સમજાવી ધર્મમાં પ્રવર્તાવવો જોઇએ. આ ઉપરાંત ધાર્મિક તથા નૈતિક પુસ્તકો છપાવી તેમણે વિદ્યાની વૃદ્ધિ કરવી જોઇએ. બ્રહ્મસમાજની માફક અનેક સંસ્કૃતપાઠશાળાઓ સ્થાપી વિદ્યાર્થીઓને ધર્મનું યથાર્થ રહસ્ય સમજાવવું જોઇએ. દેશ દેશ તથા ગામેગામ ફરી તેમણે ધર્મ સંબંધી વિવિધ વ્યાખ્યાનો આપી પ્રજાના મનમાં હિંદુ ધર્મનું શ્રેષ્ઠત્વ ઠસાવવું જોઇએ. તેમના જીવનનું સાર્થક વિભવ માત્ર તજી અત્યંત ખંતથી હિંદુ ધર્મનો ફેલાવો કરવામાંજ રહેલુ છે. દ્રવ્યનો જે વ્યથા વ્યય તેમનામાં હાલ થાય છે તે તેમણે સત્વર અટકાવી તેનો ઉપયોગ તેમણે ધર્મોન્નતિ કરવામાંજ કરવો જોઇએ. ખ્રીસ્તી ધર્મનો હાલ કેટલો ફેલાવો થઇ રહ્યો છે? હિંદુઓને પોતાના ધર્માનુયાયી બનાવવા તેઓ કેટલું મથે છે? હિંદુઓ ખ્રિસ્તી બને તેથી હિંદુ ધર્માચાર્યોને ઓછું લાંછન છે?

ખ્રીસ્તી ધર્માચાર્યોને તેમના કાર્યમાં ફતેહ મળે છે તેનું શું કારણ? હિંદુઓ પોતાનો ધર્મ તજી બીજાના ધર્મનું આચરણ કરવા તત્પર થાય છે તેનું શું કારણ? કારણ માત્ર એજ કે આધુનિક ધર્માચાર્યો ધર્મના ઝઘડામાં જ પોતાનો સમય તથા પૈસાનો વ્યય કરી ધર્મોન્નતિ કરવાપર બીલકુલ લક્ષ્ય આપતા નથી. માટે આ સર્વ ધ્યાનમાં

લેઈ હિંદુ ધર્માચાર્યોએ પોતાના ધર્મનો પ્રચાર અત્યંત ખંતથી કરવો જોઈએ. પરધર્મીઓને પોતાના ધર્મમાં લાવવાની તેમનામાં શક્તિ ન હોય તો છેવટે તેમણે હિંદુ-કોમમાંથી જ દર વર્ષે પરધર્મીઓ બનતા લોકોને હિંદુ-ધર્મનું રહસ્ય સમજાવી, તેમને મદદ કરી, ખ્રીસ્તીધર્મનું અવલંબન કરતાં અટકાવવા જોઈએ.

આ ઉપરાંત ક્ષત્રીય અને વૈશ્ય એ ઉચ્ચ કોમોમાં હિંદુ ધર્મના પાયા સજડ કરવા એ કર્ત્તવ્ય બ્રહ્મસમાજની સંસ્કૃત પાઠશાળાઓમાં તથા ધર્માચાર્યોની પાઠશાળાઓમાં શીખી વિદ્વાન થયેલા શાસ્ત્રીઓનું છે. આ વિદ્વાન શાસ્ત્રી-ઓએ ધર્મનો અનેક રીતે બોધ કરી લોકોમાં ધર્મની લાગણી પ્રબળ બનાવવા મથવું એજ તેમનું કર્તવ્ય છે. ધર્માચાર્યો તથા બ્રાહ્મણોનો આ સ્તુતિપાત્ર પ્રયાસ જારી રહે તો અલ્પ સમયમાં હિંદુધર્મ તેનું પ્રથમનું ઊન્નત શૃંગ નિહાળવા શક્તિમાન્ થાય.

ગુરૂકુળો તથા સંસ્કૃતપાઠશાળાઓમાં શીખેલા આપણા બ્રહ્મપુત્રોની ધાર્મિક લાગણીઓતો તેમની તેમજ રહેશે, પરંતુ કદાચ એમ માનવામાં આવે કે કળાભુવનના વિદ્યાર્થીઓની ધર્મ સંબધી લાગણી મોળી પડશે, તો બ્રહ્મસમાજે ત્યાં ધાર્મિક અધ્યાપક રાખવા અને આ અધ્યાપકોએ વિદ્યાર્થીઓ તેમના ધર્મ તથા કર્મનો ત્યાગ ના કરે તે વિષય પરજ લક્ષ આપવું. વળી પરદેશગમન કરનાર વિદ્યાર્થીઓને પણ તેમના ધર્મની લાગણી સતેજ રાખવાનો તેમણે સખત આગ્રહ કરવો, અને આ વિદ્યાર્થી-ઓએ પણ અનેક સંકટો છતાં પોતાના ધર્મ તથા કર્મનો ત્યાગ નહિ કરી હિંદુ ધર્મને દીપાવવો એજ તેમનું કર્ત-

ન્ય છે. આ ઉપરાંત તેમણે પરદેશમાં જઈ ભાષણો દ્વારા હિંદુધર્મની પ્રસંશા કરી ત્યાંના લોકો પર તેની પવિત્રતાની પુરેપુરી છાપ બેસાડવી. આ પ્રમાણે થવાથી અનેક વિવેકાનંદ અને અભેદાનંદ જેવા મહાત્માઓ અસ્તિત્વ પામશે, અને પરદેશોમાં પણ આર્યધર્મનો ફેલાવો થશે.

હિંદુપ્રજા ને ધર્મની અગત્યતાનું યથાર્થ જ્ઞાન થશે એટલે તેઓ ઢોંગી, ધુતારા જટાધારીઓના દાંભિક ઉપદેશપર લક્ષ નહિ આપે, અને તેથી તેવા મનુષ્યોનો સ્વાભાવિક રીતે અભાવ થશે. અજ્ઞાનને લીધે તેમના મોહરૂપી પાશમાં લપટાતા લોકો હવે તેમનામાં પ્રગટ થયેલા જ્ઞાનને લીધે અટકશે અને પરિણામમાં પ્રાચીન સનાતનધર્મ તેના પૂર્ણ ભભકાથી પ્રકાશશે.

આ રીતે સર્વ એક સરખા પવિત્ર ધર્માચરણી થયા પછી તેમની સાથે એકત્ર થવામાં કોઈને વાંધો નહિ આવે, અને તેથી સર્વ કોઈ ઉપરોક્ત ચાર વર્ણો કાઢી નાંખી માત્ર બ્રાહ્મણ એજ પવિત્ર નામ ધારણ કરવા ઇચ્છા ધરાવશે, અને છેવટે બ્રહ્મસમાજો તે પ્રમાણે કરશે તો તે પણ લોકો કબુલ રાખશે, અને કાળાન્તરે ભૂદેવો ખરેખર દેવ તુલ્યજ મનાશે.



## પ્રકરણ ૬ ઠું.

### આધુનિક શુભ ચિન્હો.

મહાશયો, આપણી વિદ્યાના પ્રભાવથી પ્રથમની સ્થીતિ કેવી ઉન્નત હતી અને હાલ તેના અભાવને લીધે કેવી અ-

ધોગત થવા પામી છે તેનું યથાર્થ દર્શન ઉપરના સર્વ વૃત્તાંતપરથી થયું હશે. વળી પ્રાપ્ત વિદ્યા તથા ધર્મ કેવી રીતે નષ્ટપ્રાય થયાં છે અને તેની પુનઃ પ્રાપ્તિ અર્થે આપણે કેટલો ભગીરથ પ્રયત્ન ઉઠાવવાની જરૂર છે તે પણ આપણે જોયું. માત્ર બોલીને બેશી રહેવાનો આ સમય નથી, હવે તો ખંતીલા બની કાર્ય કરવાનો સમય આવ્યો છે. ઈશ્વર પ્રતાપે હવે આપણી ઘોર નિદ્રા ઉડતી જાય છે, અને ઉદય પામતા રવિરાજના અતિ પ્રકાશમય સુવર્ણ રંગી રશ્મિઓની પ્રભા આપણા તરફ દુરથી પડતી જણાય છે. સર્વ દેશ પ્રવૃતિમય હોય તેમ માલુમ પડે છે. અને તે પ્રવૃત્તિઓના પ્રત્યાઘાતો આપણા દેશમાં પણ પડવા શરૂ થયા છે. સ્વદેશી હિલચાલને લીધે પ્રજાવર્ગ ઉદ્યોગી બનતો જાય છે, અને તેથી આળસ તથા પ્રમાદને લીધે અનુભવેલાં અનિષ્ટ પરિણામોથી દુર રહેવાનું તે વધુ પસંદ કરે છે. દેશમાં નૂતન ઉદ્યોગોનો આરંભ થવા માંડયો છે, અને જુના ઉદ્યમોમાં બેહદ વધારો થતો જાય છે. દેશની દરિદ્રતાનું અગમ્ય પ્રકરણ હવે ઉકેલાવા માંડયું છે. આ પ્રવૃતિ ઈશ્વરકૃપાથી જારી રહે તો પ્રથમના સુખમય દિવસોનું પુનઃદર્શન થવું મુશ્કેલ નથી. અન્ય કોમોની સાથે બ્રાહ્મણોએ પણ પોતાની ઉન્નતિ અર્થે યથાશક્તિ પ્રયાસ કરવો શરૂ કર્યો છે ઘણીખરી બ્રાહ્મણજ્ઞાતિઓમાં સમાજો તથા મંડળો સ્થપાવા લાગ્યાં છે, અને જ્ઞાતિયુવકો જ્ઞાતિદાઝ ઉર ધરી અનુકુળ સાધનો વડે જ્ઞાતિ સેવા બજાવવા ઉત્સુક બન્યા છે. ઉદીચ્ય મિત્રમંડળ, ત્રવાડી મેવાડા મિત્રમંડળ, તપોધન મિત્રમંડળ, મોઢ શુભેચ્છક મિત્રમંડળ ઈત્યાદિ સંજ્ઞાઓવાળી કેટલીક ઉત્સાહી સંસ્થા-

ઓ આ શહેરમાં પણ સ્થપાઈ છે, તેમજ ગુજરાત તથા કાઠિયાવાડમાં પણ તેવી અનેક સંસ્થાઓ અસ્તિત્વમાં આવી છે. વળી કેટલાંક વર્ષપર લાગલાગટ છ વર્ષ સુધી ઉદીચ્ય બ્રહ્મસમાજ ભરાઈ હતી અને તે પ્રયાસ હવે ફરીથી પણ ચાલુ થયો છે. ગઈ વખત ઉદીચ્ય સપ્તમ બ્રહ્મસમાજ ચાણસ્મા મુકામે ભરાઈ હતી અને વળી અષ્ટમ બ્રહ્મસમાજ અમદાવાદમાં ભરાવાની છે. આ ઉપરાંત ઉદીચ્ય ટોળક બ્રાહ્મણોમાં પણ કેટલાંક વર્ષ થયાં કોંગ્રેસક્રમ ચાલુ થયો છે અને જ્ઞાતિમનુષ્યોની ઉત્સાહથી સુદ્દઢપણે તે પોતાનું કાર્ય ચલાવી શકે છે. બે ત્રણ વર્ષથી મોઢ બ્રાહ્મણોમાં પણ પરિષદો ભરાવા લાગી છે.

આ ઉપરાંત કેટલીક સંસ્થાઓ તરફથી માસિકપત્રો પણ નિકળે છે. ઉદીચ્ય હિતેચ્છુ પત્ર, ઉદીચ્ય મિત્ર, મોઢ બ્રાહ્મણ શુભેચ્છક પત્ર, ઝારોળા સન્માર્ગદર્શક પત્ર ઇત્યાદિ સંજ્ઞાઓ વાળાં માસિક પત્રો બ્રાહ્મણ કોમ ને જાગૃતિમાં લાવવાનો પ્રશંસનીય પ્રયાસ આદરી રહ્યાં છે. વળી થોડા સમયપર નાંદોલ ( દહેગામ પાસે ) ધોળકા જેવા નાના ગામોમાં પણ ઉદીચ્ય મિત્રમંડળો સ્થપાયાં છે, અને તે ગામોમાં ત્યાંના પ્રતિષ્ઠિત મનુષ્યો અંતઃકરણ પૂર્વક ભાગ લેતા હોય તેમ ભાસે છે. વળી ભરૂચ પાસે ઓરા ગામમાં પણ હમણાં ઉદીચ્યબ્રાહ્મણોની એક પરિષદ ભરાઈ હતી, અને ત્યાં પણ ઉદીચ્ય મિત્રમંડળના ઉત્સાહી સભાસદોની સહાયતાથી જુદાં જુદાં મંડળો સ્થપાયાં છે. આ પ્રકારની પ્રવૃત્તિ કાઠિયાવાડમાં પણ ચાલી રહી છે. ત્યાં કન્યાવિક્રય, બાળલગ્ન, જ્ઞાતિભોજન વિગેરે સંબંધમાં ઘણા સખત ઠરાવો કરવામાં આવ્યા છે. નાગર બ્રાહ્મણોમાં

પણ આવી રીતનાં અનેક શુભ ચિન્હો માલુમ પડે છે વળી સ્ત્રીઓમાં પણ જાગૃતિ થવા લાગી છે. તેમના તરફથી પણ આ શહેરમાં તેમજ બીજે પણ વનિતા વિશ્રામો સ્થપાવા લાગ્યાં છે. અને સ્ત્રીઓમાં ધીમે ધીમે જ્ઞાનરૂપી દીપ પ્રગટ થતો જાય છે. આ સર્વ શુભ ચિન્હો એમ સુચવી આપે છે કે બ્રાહ્મણકોમની ઉન્નતિ થવાના દિવસો હવે નજીક આવ્યા છે. જ્ઞાતિના યુવકવર્ગના આ પ્રશંસા પાત્ર પ્રયાસોને જ્ઞાતિના પ્રતિષ્ઠિત અગ્રેસરો તન, મન અને ધનથી ઉત્તેજન આપે અને તેઓ સર્વ ઉપર સુચવેલા સાધનોનો અમલ કરવાનો પ્રયાસ અસ્ખલિતપણે જારી રાખે તો થોડા સમયમાં સમગ્ર બ્રાહ્મણ કોમ તેની પ્રથમની ઉચ્ચ સ્થીતિ પ્રાપ્ત કરવા શક્તિમાન્ થાય એ નિઃસંશય છે. વળી.—

*जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यम् ।
मानोन्नतिं दिशति पापमपाकरोति ॥
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिम् ।
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥

---

*સત્‌સમાગમ વડે બુદ્ધિની જડતા નાશ પામે છે; બોલવામાં સત્યતા આવે છે. ઉન્નતિનો માર્ગ પ્રદર્શિત થાય છે; અને પાપ (દુર્ગુણો) સર્વનો નાશ થાય છે; મન દીર્ઘદર્શી બને છે; અને દરેક દિશાઓમાં કીર્તિ ફેલાય છે. માટે સત્સંગતિ મનુષ્યોને શું કરવા શક્તિમાન્ નથી તે કહો ?

એ નિયમાનુસાર આ સત્સંગી સદાચરણી મનુષ્યોના બોધથી સમગ્ર બ્રાહ્મણ કોમમાં સ્હેજ જાગૃતિ થઈ આવે અને ઉપરના સાધનોનો પુરેપુરો અમલ થાય તો બ્રાહ્મણોને તેમની પ્રથમની ઉચ્ચ ગાગી સ્થીતિ પ્રાપ્ત થાય એ નિર્વિવાદ છે. માટે પરમ કૃપાળુ ઈશ્વર જ્ઞાતિના મનુષ્યોને આ પ્રકારની પ્રેરણા કરો !

—:*:—

## પ્રકરણ ૭ મું.

### અવસાન.

આ સંસારનિધિમાં ઉન્નતિ અને અવનતિ રૂપ બે નૌકાઓ છે. આ નૌકાઓની સહાયતાથી મનુષ્ય એક બીજે પાર જઈ શકે છે. આ પરિવર્તન કરતા સંસાર ચક્રપર પ્રત્યેક મનુષ્ય ચઢી ઉન્નતિ અને અવનતિ એ ઉભય દશાનો અનુભવ લે છે. ઉન્નતિ પછી અવનતિ અને અવનતિ પછી ઉન્નતિ એ રીતનો જગત્ક્રમ છે. જગનિયંતા ઈશ્વરે મનુષ્યના સદ્ગુણ અને દુર્ગુણને નિકષગ્રાવા ( કસોટી ) પર ચઢાવવા માટે ઉન્નતિ અને અવનતિ રૂપ ઉભય દશાઓ નિર્ણિત કરી છે.

હશે ! પણ ઈશ્વર ગતિ અગમ્ય છે, મેરૂનું તરણું અને તરણાનો મેરૂ બનાવવાની તેની શક્તિ છે; દરિદ્ર ને ધનાઢ્ય, અને ધનાઢ્યને દરિદ્ર બનાવવા તે સમર્થ છે એમ સમજી મનુષ્યે પોતાની સ્થીતિથી સંતોષ માની પુણ્યાચરણથી વર્તી પાપાચરણથી દૂર રહેવું જોઈએ. પુણ્યનું ફળ સુખ અને પાપનું ફળ દુઃખ છે વળી સુખ દુઃખનો

દુનિયાનો નૈસર્ગિક ક્રમ છે માટે તેમાં આહ્લાદ વા નિર્વેદ પામવાની જરૂર નથી.

કારણ કે:—

कांश्चित्तुच्छयति प्रपूरयतिवा कांश्चिन्नयत्युन्नतिं
कांश्चित् पातविधौ करोति च पुनः कांश्चिन्नयत्याकुलान्।
अन्योन्यं प्रतिपक्षसंहतिमिमां लोकस्थीतिं बोधय
न्नेपःक्रीडति कुपयन्त्र घटिकान्याय सक्तो विधिः ॥

મહાન રાજેશ્વરોની પણ સ્થીતિ અચલ રહી નથી તો સાધારણ મનુષ્યની શી વાત ? હરિશ્ચંદ્ર રાજાને સત્યના પરિપાલનની ખાતર પોતાના પુત્રપરિવાર સહિત નીચ ઘેર વેચાઈ અસહ્ય દુઃખ સહન કરવું પડ્યું હતું. રામચંદ્ર જેવા સાક્ષાત્પ્રભુને પણ વનવાસ ભોગવવો પડ્યો હતો. નળરાજા તથા સતી દમયંતીને અસહ્ય દુઃખની પ્રાપ્તિ થઈ હતી. અહંકારી રાજા દશમુખ (રાવણ) ને રામચંદ્રજીને હાથ રણમાં રોળાવું પડ્યું હતું. ભર્તૃહરિ જેવા મહાન્ નૃપતિને પણ યોગીનો વેશ લેવો પડયો હતો. સતી

---

વિધિ કોઇનો ખાલી કરે છે, કોઇને પરિપૂર્ણ રીતે ભરે છે, કોઇને ઉન્નતિએ લેઈ જાય છે અને કોઇને અવનતિમાં લાવી મુકી આકુલ વ્યાકુલ બનાવી દે છે, આ પ્રમાણે કુવાની ગરગડીએ બાંધેલી ઠલવાતી અને ભરાતી ડોલોની માફક સંસારના પ્રતિપક્ષોની સાથે સંબંધ ધરાવનાર વિધિ મનુષ્યની સાથે લીલા કર્યાં કરે છે.

સીતાને પુત્રોનો પ્રસવ પરગૃહે થયો હતો અને અજ્ઞા-ધનું પણ તેને દુ:ખ વેઠવું પડયું હતું.

એજ રીતે બ્રાહ્મણોની જ્યારે ઉન્નત સ્થીતિ હતી ત્યારે અન્યવર્ણો તેમને દેવ સમાન પુજતી અને હાલ જ્યારે તેઓ અવનત સ્થીતિમાં આવી પડયા છે ત્યારે તેજ વર્ણો તેમને ધિક્કાર પાત્ર ગણે છે. ઉન્નતિ અવનતિ સુખ દુ:ખ તો સર્વના કર્મે લખાયેલું જ છે માટે બ્રહ્મપુત્રો, આધુનિક અધોગત સ્થીતિથી ત્હમારે મુઝાવાનું નથી, પરંતુ **ईश्वरेच्छा बलीयसी** એમ સમજી આ દુ:ખમય સ્થીતિમાંથી મુક્તિ મેળવવા સારૂ બને તેટલા ઉપાયો યોજવા એજ ત્હમારૂં કર્તવ્ય છે. ઉપરોક્ત મહાત્માઓને અનેક સંકટો સહન કરવાં પડયાં હતાં છતાં તેમણે પોતાના સદાચરણ રૂપી ટેકનો બીલકુલ ત્યાગ કર્યો નહતો. હાલમાં ત્હમારા આચરણે એ સર્વ વિપરિત જ છે. ત્હમારા પૂર્વજોએ તેમની વિદ્યા તથા સદાચરણ રૂપી દ્રવ્ય જાળવી રાખ્યું હતુ ત્હમે તેનો ત્યાગ કર્યો તેથી જ ત્હમે હાલની અધોગત સ્થીતિનો અનુભવ લ્યો છો. માટે, મહાશયો, પ્રથમની ત્હમારી વિદ્યા અને સદાચરણ રૂપી દ્રવ્ય પુન: પ્રાપ્ત કરવા સતત પ્રયાસ જારી રાખશો તોજ ત્હમે ત્હમારી પ્રાચીન સ્થીતિનો અનુભવ લેવા ભાગ્યશીળ બનશો.

આ વાત સ્મરણમાં રાખી ભવિષ્યમાં વર્તશો તો નિ:સંદેહ ત્હમને સુખ પ્રાપ્ત થશે. "કરે તે ભોગવે અને વાવે તે લણે" એ નિયમાનુ સાર સર્વ પોતાના કર્મના ફળનો અનુભવ લે છે છતાં પણ.—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

એ સ્નેહમુદ્રા પ્રમાણે તમારે કર્મ કર્યાં જવાં જોઇએ પણ તેનાં ફળની અપેક્ષા રાખવી નહિ. અસલના બ્રાહ્મણોમાં બળ, બુદ્ધિ, તથા બ્રહ્મત્વ ઇત્યાદિ દિવ્યશક્તિમાં હતી, અને તેનો ત્હમારામાં બિલકુલ અભાવ થયો છે તેનું કારણ શું ? માત્ર ત્હમારી આળસ તથા પ્રમાદતા. માટે, બંધુઓ ત્હમારી આળસ તથા પ્રમાદને એકદમ દુર કરી ત્હમારા પૂર્વજોના સદ્વાક્યોને અનુસરવા પ્રયાસ આદરો, અને ગયેલું બ્રહ્મત્વ તથા વિદ્યા બળ પુનઃ પ્રાપ્ત કરવા પૂર્ણ જુસ્સાથી મથો. આ સિદ્ધિની સાથેજ સમગ્ર પૃથ્વી ત્હમારાં યશોગાન કરશે, અને ત્હમારામાં કોઇપણ રીતના ઐહિક કે પારલૌકિક સુખની ન્યૂનતા રહેશે નહિ. અત્યારે ત્હમારે દાસત્વ કરવું પડે છે તેનું કારણ માત્ર એજ કે ત્હમે હાલ ત્હમારૂં કર્તવ્ય ભૂલી આડે માર્ગે ચઢી ગયા છે. આ વિકટ માર્ગમાં ત્હમે પછી અનેક સંકટો સહન કરો એ સ્વાભાવિક છે. હજી પણ આ વિકટ મનોહર દીસતા માર્ગનો ત્યાગ નહી કરો તો આથી પણ અસહ્ય દુઃખનો ત્હમને અનુભવ થશે, અન્ય વર્ણોની દૃષ્ટિએ ત્હમે હાલ છો તે કરતાં પણ વધુ નિંદાપાત્ર થશો, અને બામણા બામણા એ રીતના ઉપનામો આપી એ લોકો ત્હમને ફજેત કરશે. માટે, મહાશયો, જો ત્હમને સમગ્ર બ્રાહ્મણ કોમનું અભિમાન હોયતો ત્હમારી પ્રાચીન વિદ્યાનું, ત્હમારી પ્રથમની અદ્ભૂત શક્તિઓનું તથા પૂર્વેના ત્હમારા સદ્‌ગુણોનું સ્મરણ કરો, અને તેજ વિદ્યા તેજ શક્તિઓ અને તેજ સદ્‌ગુણો પ્રાપ્ત કરવા સતત પ્રયાસ આદરી અન્યકોમોને દર્શાવી આપો કે **વર્ણાનાં બ્રાહ્મણો ગુરુઃ** એ વાક્ય ત્હમારા સંબંધે અક્ષરશઃ સત્ય છે. આ કાર્ય આરંભશો તો પરમ કૃપાળુ ઇશ્વર ત્હમને આ ત્હમારા પ્રશંસનીય કાર્યમાં જરૂર સહાય થશે.

માટે બ્રહ્મબંધુઓ, વેળાસર ચેતી ઉપરોક્ત સાધનોને અમલમાં આણવાનો પ્રયાસ આદરશો તો અવશ્યમેવ ત્હમને ત્હમારી પૂર્વસ્થિત સ્થાતિનો અનુભવ થશે. બ્રાહ્મણ એ શબ્દનું ત્હમને ખરું અભિમાન હોય તથા ત્હમારી સમગ્ર કોમને ઉચ્ચ સ્થાતિએ પહોંચડાવાની આતુરતા હોય તો તે પ્રમાણે કરવા બીલકુલ ચુકશો નહિ.

વાંચકવર્ગ આ લઘુપુસ્તકની સમાપ્તિ કરવા હું હવે રજા લેઉ છું કારણ કે એકજ વિષયપર વધુ વિવેચન કરવું એ યોગ્ય નથી. જે જે વિચારો મ્હારા મનમાં આ વિષય પરત્વે ઉદ્ભવ્યા તે મેં આ લઘુ પુસ્તકમાં આપની સન્મુખ રજુ કર્યા છે, અંગત ટીકા કોઈ પ્રકારે છેજ નહિ એટલે કોઇને માઠું લગાડવાની જરૂર નથી. હું આપને શીખામણ દેવા યોગ્ય નથી, કારણકે હું પણ આપનામાંનો એકજ છું, છતાં પણ મ્હારા હૃદયમાં જે ઉર્મિયો સ્ફુરી આવી તે મ્હેં મ્હારૂં કર્તવ્ય સમજી આપની સન્મુખ પદર્શિત કરી છે. " ત્હુમ કહેતે હો ઓર હુમ સુનતે હે " એ માફક એક કાને સાંભળી બીજે કાને આ વાત કાઢી નાંખવા જેવી નથી. પછી કરવું ન કરવું તે ત્હમારી ઇચ્છાને આધિન છે.

અંતમાં આપણે ઇશ્વરનું સ્તવન કરી તેને પ્રેમથી પ્રણુપતિ કરી ભારતભૂમિનું શ્રેય ઇચ્છિએ.

यं ब्रह्मा वरुणेन्द्ररुद्रमरुतस्स्तुवन्ति दिव्यैः स्तवैः ।
वेदैःसांगपदक्रमोपनिषदै र्गायन्ति यं सामगाः ॥
ध्यानावस्थित तद्गतेन मनसा पश्यन्ति यं योगिनो ।
यस्यान्तं न विदुः सुरासुरगणा देवाय तस्मै नमः ॥

क्षीरण्यः सन्तु गावो भवतु वसुमती सर्वसंपन्नसस्या ।
पर्जन्यःकालवर्षी सकलजनमनोनन्दिनो वान्तु वाताः॥
मोदन्तांजन्मभाजः सततमभिमता ब्राह्मणाःस तु सन्तः।
श्रीमन्तः पान्तु पृथ्वीं प्रशमितरिपवो धर्मनिष्ठाश्च भूपाः॥

शांतिः शांतिः शांतिः



## વગર ઇજાએ વાળ કાઢવા માટે

# બાદશાહી સાબુ.

આ સાબુ જે જગ્યા ઉપર લગાડવામાં આવે છે તે જગ્યાના વાળ ઘણીજ સફાઇથી દુર થાય છે. ચામડીને કંઈ પણ ઈજા થતી નથી. ચામડીનો કુદરતી રંગ બનાવે છે. ત્રણ સાબુના બાકસની કીંમત રૂ. ૧. પોસ્ટેજ ચાર આના.

——:૦:——

## છેલામાં છેલી પદ્ધતીથી બનાવેલું

# બાદશાહી હેર ઑઇલ.

આજ સુધી જે કંઈ તેલ માથામાં નાખવાનાં બજારમાં વેચાય છે, તેમાં સૌથી આ છેલ્લામાં છેલું સુધરેલી ઢબનું બનાવવામાં આવ્યું છે. જે દુનીયાના તમામ ભાગમાં એક અવાજથી વખણાયલું છે. માથામાં નાખવાથી માથામાં ઠંડક આપે છે. આંખોનું તેજ વધારે છે અને આજની નવી ફેશનમાં જેવા જોઇએ તેવી રીતના વાળ ગોઠવી શકાય છે. કીંમત બાટલી એક ચાર ઔંસની રૂ. ૧ ) પોસ્ટેજ ચાર આના.

——:૦:——

## સફેત વાળને કાળા કરવા માટે

# બાદશાહી હેર ડાઇ.

આ ખીજાબથી પાંચ મીનીટીમાં વાળ કુદરતી કાળા વાળ જેવાજ થઈ જાય છે. એકજ વખત લગાડવાથી

કંઈ મહીના સુધી વાળ કાળાજ રહે છે. દર અઠવાડીયે જો લગાડયાજ કરેતો સફેદ વાળ કોઇ વખત માલુમ પડતાજ નથી. લાલ યા ભુરા રંગના યા સખ્ત વાળ થતા નથી. કીંમત માત્ર બાર આના પોસ્ટેજ જુદું.

—:o:—

કમ તાકત સ્ત્રીપુરૂષો માટે

## બાદશાહી ટૉનીક પીલ્સ.

બાદશાહી ટૉનીક પીલ્સ ગયેલી શકતી પાછી લાવે છે, સ્વપ્નામાં યા પેશાબમાં જતી ધાતુ અટકાવે છે, હમેલ દરમ્યાન વાપરવાથી ગર્ભાશય સંપુર્ણ રીતે જાળવે છે. સ્ત્રીઓના અનીયામત શ્રાવને અટકાવી ગર્ભસ્થાન સુધારે છે. વિધાર્થીઓના મગજને પુષ્ટી આપી યાદદાસ્તમાં વધારો કરે છે. ત્રણ દીવસ વાપરવાથી બુઢ્ઢાને પણ વીજલીની ઝડપે જુવાનીની મજા દેખાડે છે. કીમત ૪૦ ગોળીઓની બાટલીના રૂ. ૨) પોસ્ટેજ જુદું.

—:o:—

કારડ સાઇઝ કીંમત માત્ર રૂ. ૪. ફોટોગ્રાફ પાડવાના ન્યુ

## છુપા કેમેરા.

હાલમાં વીલાયતથી મોટા ફેરફાર સાથે કેમેરાનો મોટો જથ્થો આવી પહોંચ્યો છે. આ કેમેરાથી નાનું બચ્ચુ પણ સહેલાઈથી ફોટો ઉતારી શકે છે, દોડતી ગાડી, ઉડતું પક્ષી વગેરેનો સહેલાઇથી ફોટો ઉતારી શકાય છે. ફોટોગ્રાફ ઉતારવાની સંપુરણ માહીતી ઘેર બેઠે શીખવી શકીએ છીએ. કેમેરા સાથે વ્યુફાઈન્ડર (જેનો ફોટો લેવો છે તે

જોવા માટે ) ગ્રાઉન્ડ ગલાસ ડબલ ડાર્ક સલાઈડ, પ્લેટ, દવાઓ, સાથે કીમત ફક્ત રૂ. ૪ પેસ્ટેજ દશ આના.

—:o:—

## રક્ત શુદ્ધી માટે

# બાદશાહી સારસા પરીલા.

બાદશાહી સારસા પરીલાના સેવનથી અશુદ્ધ લોહીના વિકાર જેવાકે ચાંદી, પ્રમેહ, ગરમીથી શરીર ફુટી નીકળવું સંધીવાત, ખસ, ખરજવું, દરાજ, હાડકામાં કળતરનો દુખાવો વિગેરેને જલદી મટાડી લોહી સ્વચ્છ કરી શકતી વધારે છે. ખોરાક પાચન કરે છે. પારાનું સીસાનું ઝેર, કંઠમાળ, હાડગંભીર, જુની ખાંસી, શરીરની ફીકાશ, ધાતુની નબળાઈ વીગેરે ઉપર ઘણો સારો ફાયદો કરે છે. કીંમત બાટલી એકનો રૂ. ૧-૪-૦. પોસ્ટેજ જુદું.

—:o:—

## વ્યસનનો નાશ થાય તેમ ઈચ્છોછો ?

અત્રેના ટેમ્પરન્સ વોલન્ટીઅર્સ તરફથી બ્હાર પડેલું બોધદાયક, વાર્તારૂપ ( વ્યસનની માઠી અસરનો આબેહુબ ચીતાર આપનાર ) નાનકડું પુસ્તક **સદ્દેવંત** વાંચો, તથા વંચાવરાવો બ્યસનીવર્ગમાં તથા બાળકોમાં આ પુસ્તકની વહેંચણી થવાથી ફાયદો થવાનો સંભવ છે. દુર્વ્યસનમાંથી છોડાવા રૂપી આ મોટો પરોપકાર થોડા ખર્ચમાં કરી શકાય એમ છે તો આ પુસ્તક ખરીદવા ચુકશો નહિ. કીંમત છુટક નંગની ૦-૦-૬ વહેંચવા માટે રૂ. ૧ ની નકલ ૫૦.

મળવાનું ઠે.—ઉદીચ્ય હિતેચ્છુ ઓફીસ—અમદાવાદ.

—:o:—

---

# બાદશાહી યાકુતી અનંગ વિલાસ.

(આ દવાનો સરકારી રજીસ્ટર નં. ૨૩૧ છે.)

આ દવા શકિતની દવાનો રાજા છે. રાજા રજવાડા તથા પૈસાદાર લોકો આ રાજવંશી દવા બહુજ પસંદ કરે છે. આ દવા ઉમદા દેશી વનસ્પતીની બનાવટ છે. તાકાત માટે ઉંચામાં ઉંચી દેશી દવા જોઇએ તો બાદશાહી યાકુતી અનંગ વિલાસ છે. આ દવા વાપરવામાં કોઇ જાતની પરેજીની જરૂર નથી ૪૦ ગોળીની ડબી એકના રૂપીયા દશ.

# બાદશાહી ચુનાની લેપ.

(આ દવાનો સરકારી રજીષ્ટર નં. ૧૯૫ છે.)

ઉમદા દવાઓમાંથી આ લેપ બનાવેલ છે અને તે શરીરની નસોને પુરતી તાકાત આપે છે. નબળી પડી ગયેલ નસોને પુરતું જોર આપી ખરૂં પુરૂષાતન લાવવા માટે આ લેપ ફતેહમંદ ઇલાજ છે. આઊંસ એકની ડબીના રૂપીયા આઠ. તમામ દવાઓનું પોસ્ટ ખર્ચ જુદું.

ડાકટર કાલીદાસ મોતીરામ.

રાજકોટ—કાઠીયાવાડ.

# મર્ઝીના

મજબૂત, લઠ્ઠપઠ, ભરાવાદાર અંગ અને ખીલતા ગુલાબી રંગના ચેહેરા સાથનાં સ્ત્રી પુરૂષો સાથે તમો તમારૂં અંગ સરખાવી જુઓ અને જો તમને તમારાં બેઠેલાં ડાચાં, સુકલકડી અંગ, અને ફીકા ચેહેરા માટે પરીતાપ થતો જણાય તો પેહેલી તકેજ (મર્ઝીના) વાપરવાના ચોક્કસ ઠરાવ ઉપર આવી જજો. કારણ કે શરીરમાં લોહી અને વીર્યને સુધારવા તથા વધારવા માટે (મર્ઝીના) જેવી બીજી કોઈ દવા આજ સુધી હાથ લાગીજ નથી. મનુષ્ય જીવનનો કોઈ પણ સમય, વર્ષની કોઈ પણ ૠતુ, જીવનના આધારરૂપ ગણાતા કોઈપણ જાતના ખોરાક અને કોઈપણ દેશનાં હવા પાણી (મર્ઝીના) વાપરવા માટે પ્રતિકુળ નથી. ટુંકમાં દુનિયામાં ઉંચામાં ઉંચી શક્તિની દવા એકલી મર્ઝીનાજ છે, કીમત રૂ. ૩) વી. પી. થી. ૩I.

જસમાઇન ઇન્ડિયા એજન્સી.

કાલકાદેવી રોડ રામવાડીને નાકે—મુંબઇ.